

સુરત તેમજ દેશાવરોમાં પ્રખ્યાત થયેલા ગાનારા

નાદોદવાલા ભક્તરાજ સતારમીયાં.



નાંદોદવાલા પ્રખ્યાત ભક્તરાજ સત્તાર મીયાની

# ભજનવાની

## ભાગ ૧ લો.

આવૃત્તિ ૧ લી.



છપાવી પ્રસીદ્ધ કરનાર
મ્યુઝીક માસ્તર નાનાભાઈ મુબારક,
ઠેકાણું કણપીઠ ચૌટાના પુલ મ્યુઝીક કલાસ-સુરત.

સંવત ૧૯૭૯ સને ૧૯૨૨

કીંમત રૂ૦ ૧-૦-૦

# સતાર ભગતની ભજનવાની.

રાગ—મહાડ ૧

નરસીંહ મહેતા નાગર બ્રાહ્મણની કુંવરબ ઇનું મોસાળું.

નરસીંહ મહેતા નાગર બ્રાહ્મણ એરી જુનાગઢના રહેવાસી
તેની હીરી દીકરી કુંવરબાઇનું મોસાળુ આવ્યું ભાઇ
એરી લખી પત્ર તે તયાર કીધી પેલા મહેતાજીને કહેવ
રાવ્યુ

અવે વાત કહું મોસાળાની સાંભળજો તમે ચીત ધરી

( કાગળ વહુ સાસરે લખવા છે )

નવસો નવાણું ચીર જોઇએ-પાંચશો પાઘડી ફેંટાનારે—
હવે વાત કહું.

દશ કુંકું બાધણીઓ જોઇએ-એ પીતરાણીઓને પેરાવ
વારે—હવે વાત

દશ કુંડી ચુદડીઓ જોઇએ-પેલી જેઠાણીઓને પેરાવ
વારે—હવે વાત

સોનાના તારની સાડી જોઇએ—એ વડ સાસુને પેરાવ
વારે—હવે વાત
દશ મણ તો કંકું જોઇએ—નાગરોના કપાળે ચોરાવવારે
—હવે વાત
દશ મણ તો ચોખા જોઇએ—નાગરીના કપાળે ચોરાવ
વારે—હવે વાત
આઠ મણ તો અબીલ જોઇએ—નાગર સભામાં ઉડાવ
વારે—હવે વાત
એટલામાં આવ્યા નણંદી બબડતા—લખોને બાઇજી એ
પાણારે—હવે વાત
દશ મણ તો સોપારી જોઇએ—ભટ બ્રાહ્મણને વેચવારે
—હવે વાત
દશ ગુણ શ્રીફલો જોઇએ-પેલા દાપામાં ચુકાવવારે—
હવે વાત
સવાસો નાની મ્હોરો જોઇએ—પેલા દાપામાં ચુકાવવારે
—હવે વાત
સોનાના તારના સાંકલા જોઇએ—મહેતાના જમાઇને
પહેરાવવારે—હવે વાત
કુંવરબાઇના સોળે શણગાર-કુંવરબાઇને પહેરાવવારે—
હવે વાત

(મહેતા ગામમાંથી ગાડી લઈ આવે છે.)

ભાંગેલી તુતડી વેલડી, લાવ્યા, ખાંડયાં માડયાં બળદીઆ
જોડયા,
અને ભભુતીની બે ગાંસડી લીધી, તાલ પખાજને મૃદંગ
લીધાં.
અને સાથે લીધા બે વેરાગીરે-હવે વાત કહું મોસાળાની,
અરધી રાતના વેવાઈના ગામડીએ—હવે વાત કહું.

(વેવણ ઉતારો આપી પાણી ઉંનું કરવા જાય છે.)

ઝાંઝાં ચાંચડ ઝાંઝાં માકડ ત્યાં મહેતાનો ઉતારો-હવે વાત
વેવણે ઊનાં પાણી મેલ્યાં ઉઠો મહેતા સ્નાન કરી લ્યો.

(મહેતાજી કહે છે.)

તમે લાવો વેવણ ટાઢાં પાણી

(વેવણ કહે છે.)

તમો ભક્તને સાચા હોય તો બોલાવો મેઘ મલારનેરે—
હવે વાત

(નરસીંહ મહેતા પાણી માંગીને ભજન કરવા બેઠા.)

નરસીંહ મહેતા મલ્હાર ગાયા અને આવ્યા બારે મેઘ
મઠીનેરે
હવે વાત કહું મોસાળાની છપન કોઠડી પકવાન તણાયા
તમે ખમા કરો મેઘ મલારનેરે-હવે વાત

(કુંવરબાઈનું નરસીંહ મહેતા પાસે આવવું તથા રડવું.)

## રાગ બીજો.

કુવા કાંઠાંરે રઝળેરે દીકરી એવી મા વીના રઝળે દીકરી
જેવો ગોળ વિનાનો કંસારરે તેવો ભાઈ વીના સુનો
સંસારરે
સાધા પીતાને દુઃખ દેવા માંડયું મારૂં શ્રીમત સીદને
આ આવ્યું.

(મહેતાજી કહે છે.)

બેટા શીદને રડેરે મારી દીકરી, તારી આશા પુરેરે શ્રીહરી
(એટલું કહીને મહેતાજી પોતાના ભજનમાં ચાલુ થઇ ગયા ત્યાં ભગવાનને ખબર થાય છે ભગવાન આવે છે.)

એક સુંદર વેલડી મંગાવી સારી શોભીત હીરલે જડાવી
—હવે વાત
માંહે બેઠા છે સારંગ પ્રાણી સાથે કમળા થયારે શેઠાણી.
આગળ ચોપદાર છડીદાર ચાલે હતો હતો કડી મારગ મેલાવે
બીકલે કાનોમે લેખણો ખોશી નામ ધરીયાં દામોદર જોશી
પીળાં પટકાંને જામા પહેરાવો હરવા ફરવાં સભામાં બોલાવે,
કુંવર બાઇને અવ્વસ બોલાવો હરવા ફરવા સભામાં રેલાવો

(લક્ષ્મીજી કુંવરબાઇને કહે છે)

મારી મીઠીની ભરીએ આસું બોલાવો કયાં છે તમારી સાસુ

(કુંવરબાઈ પોતાની સાસુને બોલાવે છે અને કુંવરબાઈના હાથે બધું આપવા માંડયું)

નવસો નવાણું ચીર લઈ હયો પાંસો પાઘડી ફેંટાનીરે
—હવે વાત

દશ કુંડી બાંધણીઓ લઇ હયો પીતરાણીઓને પહેરાવી
હયોરે– હવે વાત

દશ કુંડી ચુંદડીઓ લઈ હયોરે જેઠાણીઓને પહેરાવવારે
—હવે વાત

સોનાનાં તારની સાડીઓ લઇ હયો ઘરડી વેવણોને પેરા
વી હયો—હવે વાત

દશ મણ તો હવે કંકું લઈ હયો નાગર કપાળે ચોડાવી
હયો—હવે વાત

દશ મણ તો હવે ચોખા લઇ હયો નાગર કપાળે ચોઢાવી
હયો – હવે વાત

આઠ મણ તો હવે અબીલ લઇ હયો નાગર સભામાં ઉડાવી
હયો—હવે વાત

(કુંવરબાઇને નંદણને બોલાવી બે સોનાના ગોળા સભામાં આપી દે છે)

દશ મણ તો સોપારી લઈ હયો ભટ બ્રાહ્મણને વેચાવી હયો.

દશ કુંડી તો શ્રીફલ લઈ હયો દાપામાં રે ચુકાવી હયો—
હવે વાત

સાફ સોનાની મહોરો લઈ હયો પલ્લાં મારે મુકાવી હયો—
હવે વાત

સોનાના તારના સાંકળા લઇ લ્યો મહેતાના જમાઇને પહે
રાવી દયો—હવે વાત
કુંવરબાઇના સોળે શણગાર કુંવરબાઇને પહેરાવી દયો—
હવે વાત
(ભગવાન બંધુ રીતે ચાલ્યા જાય છે એટલામાં
કુંવરબાઇની સાસું મેણું મારે છે.)
મહેતાએ મોસાળા શાનાં કીધાં એ તો કરી ગયો કોઇ
અવિનાશીરે—હવે વાત
આ અંબારામે છેદ બનાવ્યાં ઘણા પુસ્તક જોઇ કરીરે—
હવે વાત

---

રાગ—ફાગ ર

ભાઇ ભજીલોને કીરતાર,
મોંઘો મનુષ્ય અવ્યા મલે ન વારંવાર ભાઇ. ૧
જુઠી કાયા જુઠી માયા, જુઠો કુટુંબ પરિવાર રામ
રાજા ભરથરી ગોપીચંદ જુવો છોડી ગયા ઘરબાર-ભાઈ ૨
કામ ક્રોધ મદમોહ લોભમાં જ્ઞાની જુવો નથી સાર,
આ ભવમાં જો ભુલી જસો તો ખાસો જમના માર-ભાઇ ૩
લાખો ગયા ને તું પણ જવાનો, મુરખા મનમાં વિચાર રામ
સાચું કહું જો જુઠું માનો નો મુવો કુટુંબ સંસાર-ભાઇ ૪

સત્ય ચરણ સતગુરૂની સેવા સજ્જનનો સણગાર,
દાસ સતાર કહે કર જોડી હરી ભવ ઉતરો પાર-ભાઈ ૫

રાગ - દેશ ૩

જ્ઞાની ગુરૂ ગુરૂ તો મળ્યારે, એણે ગોળી મારી જ્ઞાન તણી
રેહોજી,
કંચન કાયા કીધીરે, ગુરૂ તો મારા પારસમણી રેજી.

સાખી

હું તો જન્મની આંધળીને ગુરૂએ આપી આંખ,
ગુરૂનું ચરણનું અંજન આંજ્યાથીરે, મારી મટી ગઇરે
સહુ ઝાંખ.
મેં તો આંખો ખોલી જોયુંરે, ઘટઘટમાં બેઠા બલક ધણી
રેજી-જ્ઞાની.

સાખી

ગુરૂના ગુણને હું સુંગાવું એ ગુણનો ન આવે પાર,
ગુરૂ તો મહારા આંખની કીકીને, એરૂ ગુરૂ હૃદયના હાર.
ગુરૂ તો એવા દયાળુરે, એની દયા તો ઘણી રે ઘણી થઇ
રેજી-જ્ઞાન.

સાખી.

તન મન ધન એ ગુરૂને અર્પણ ને હું તો ગુરૂનો દાસ
ગુરૂ તો મારા ગરીબનવાજી, ને પૂરે ગરીબોની આશ
ગુરૂચરણમાં રહેવું રે, ગુરૂ તો મારા ઢોંગાઢણીરેજી-જ્ઞાની.

## સાખી.

ગુરૂના દર્શન નિશદિન, કરતાં હડસટ તીરથ થાય,
દાસ સતાર ગુરૂની સેવા, કરતાં એરી હૃદય હરખ ન માય.
ગુરૂ તો એવા પ્રેમીરે, એની પ્યાલી પીધીરે પ્રેમ તણી
રેહોજી જ્ઞાની.

## રાગ—મહાડ ભજન ૪

એવી પ્યાલી પીધી મેતો, મારા સતગુરૂને હાથેરે,
એવી પ્યાલી પીધી મેં તો,
પીતા પ્રીત બંધાણી મારા પ્રીતમની સંગાથેરે-એવી પ્યાલી
પ્રેમ તણી લાગી છે રે અગ્નિ, પ્રગટી હારે હારેરે,
અણુસમજુ અજ્ઞાની મુજને, ગાંડામાં ગણી કાઢેરે-એવી.
પ્રેમે સદગુરૂ મુજને મળ્યા, મારો સફલ થયો જન્મારોરે.
હું ગાંડી કે દુનિયા ગાંડી, આપ જ્ઞાની વિચારોરે-એવી.
સ્વામિના તો સુખને એની, પરણેલી સ્ત્રી જાણેરે,
શું સમજે એ કુંવારી કન્યા, પિયરીઉંજ વખાણેરે-એવી
દાસ સતાર ગુરૂ પ્રતાપે, એરી પરણી મોજે જાણેરે,
જેવું હોય પિયુનું સુખતો, પરણેલું વચન પ્રમાણેરે-એવી

૧૦૩૫૬



## રાગ—બિહાર ૫

ગુરૂ વીના ગમ નહી પડે મુરખ નર ગુરૂ વિના ગમ નહિ પડે
ગુરૂ કરો તો જ્ઞાન બતાવે મુકતીનો મારગ જડે
અળગા રહીને ભકતી કરે તો બેલડી અધવચ બુડે-ગુરૂ.
મજન કરે પણ ભેદ ન જાણે ખાલી મુરખા લડે,
કહેણી કરે પણ રહેણી બીના તો કાચી કાયા સડે-મૂરખ
ોઉ કુતરાઓ ટોળે મળીને ભૂભૂ કરીને રડે,
એમના રડયાથી ધ્યાન ઉપજે જયાં જાય ત્યાં થાય હુડે હુડે
-મૂરખ.
ુગરા નર સંતોષી હોય તો નુગરા નર બડબડે,
ાસ સતાર સત ગુરૂ પ્રતાપે મુકતીનો મારગ જડે-મૂરખ
નર-ગુરૂ કરો.

## રાગ—ભેરવી ૬

હેરી કફની થયો જોગી હવે દુનીયા અકારી છે,
થી પરવા અમીરીની ફકીરી સૌથી સારી છે.
ચા ધનવાન મોટા શેઠ કે મહારાજા કહેવાયા
રંતુ તુજ સખાવતની સરીખાજ નીજ ગુણ ગાયા
યા લક્ષ્મી પતી અને હવે તારી પરવારી છે
મો રહીશું ફકીરીમાં હવે તો આજ ધાર્યું છે.
રમાર્થ કાર્યને માટે આ તન મન ધનને આર્પશું છે,
જો જો ધન તરફ જરા સતાર ઇમાનનો ભીખારી છે.

## રાગ—બિહાર ૭

વસ્તુ છે અણમોલી હૃદયમાં વસ્તુ છે અણમોલી
તારારે ઘટમાં પીયું બીરાજે તું અંતર પટ જો ખોલી–
વસ્તુ છે.
સત સમાગમ નીશદીન કરીએ સાંભળીએ શુદ્ધ બોલી,
સજ્જન કેરા સંગમાં ભાઈ પ્રેમની પ્રગટે હોરી-વસ્તુ છે.
સત્ય શમશેર લઈને પડીએ પાંચ પચીશની ટોળી,
શુદ્ધ શબ્દો સંતોલા ભાઇ પીજો ગોળી ગોળી-વસ્તુ છે.
ગુરૂ કરીને ગુરૂ ચરણમાં રહેજો લેજો શબ્દને તોલી,
ગુરૂ કીરપાએ દાસ સતાર બોલે જ્ઞાનની વાગી ગોલી–
વસ્તુ છે.

## રાગ—ભેરવી ૮

નબીજી દીઓને દરશન તમારો હું ભિખારી છું-પ્રભુજી
રહી આ રંગ પર પ્રસન્ન તમારો હું ભીખારી છું-પ્રભુજી
હે: દર્શન દેવા જરા આવો દયાળુ કેમ તરસાવો,
દયા લાવો દયા લાવો તમારો હું ભીખારી છું-પ્રભુજી
હજારો નામના નામી પધારો સત્યના સ્વામી,
તમારી છે ફકત ખામી તમારો હું ભીખારી છું-પ્રભુજી
પધારોને પ્રભુ ભાવે નયને નિંદ્રા નહી આવે,
રગીલા શીદને તરસાવો તમારો હું ભીખારી છું-પ્રભુજી

લઇ જશે મને જયારે કબ્રમાં એ પ્રભુ ત્યારે,
તમે ચડજો મારી વારે તમારો હું ભીખારી છું-પ્રભુજી
કયા મનનો દિવસ ભારી ખબર લેજો પ્રભુ મારી,
હશે ત્યાં તમારી મુખત્યારી તમારો હું ભીખારી છું પ્રભુજી
સતાર સન્મુખ ઉભો રહીને બચાવીશ હું તને સેજે,
રડીને હું સફા કહી દઈશ તમારો હું ભીખારી છું-પ્રભુજી

## રાગ—આશાવરી ૯

નર હય પશું સમાન ભજનખીન નર હર પશુ સમાન
જેસા ફીરત હય ઢોર હરાયો ખાત ફીરત હય ઘાસ પરાયો
અપને ધણીકો નામ લજાયો મુઢ મુરખ મસ્તાન—ભજનખીન
કોલ બચન દેતું વહાંસે આયો આકે લોભ માયામેં ચિત્ત
લગાયો,
ધીક ધીક હરકો ગુણ નહી ગાયો બે વચ્ચી નાદાન—ભજન
બીન
અજ્ઞાની ક્યા ફલકો પાવે તેરી મેરીમેં જન્મ ગુમાવે,
હીરલા હાથ ફીર કયાંસે આવે નીકલ ગયો જબ પ્રાણ—
ભજનબીન
પ્રેમસે હરકા ગુણ જોગાવે જ્ઞાની હોકર ધ્યાન લગાવે,
દાસ સતાર વોહી ફલ પાવે જો ભજ તે હય ભગવાન—
ભજનબીન.

## રાગ— ભીમપલાશ ૧૦

થીર ઠરીને કોઇએ આ ઠામ નથી રહેવાનું,
કરી લો કાંઇ રૂડું કામ રહેશે કહેવાનું
વિક્રમ સરખા વીર ગયા ને ભૂપ ગયો વળી ભોજરે
જોરાવર જયકારી જગતમાં ફરતી જેની ફોજરે–થીર
જેણે બહુ જર જોડી જગતમાં કર્યા બહુ ઉપકારરે,
કોઇ દુઃખી આના દુઃખ કાપવાને સંભારે સંસારરે–થીર
આરંભેલા અધુરા રહેશે કોઈક જગત મુકામરે,
તરત અજાણ્યું તે હું આવે તજીને જવું આ ઠામરે–થીર
કાલ કરવાનું આજ કરીલે કોણે દીઠી કાલ છે,
પગની હેઠળ મોત પડ્યું છે એથી ચેતી ચાલરે–થીર

## રાગ મહાડ—ભજન ૧૧

હું તો આ ચાલીરે ભરવાને પાણી,
બોલાવે મારા સદ્‌ગુરૂ અનવર જ્ઞાની.
હવે તો પીયરીઉં છોડી સાસરીએ જાવું,
એમાં શરમ મને શાનીરે......બોલાવે મારા
નાભી કમળ છોડી હું તો ચાલીરે,
પીયુજીના દ્વારે જવાની........બોલાવે મારા
ઈંગળાને પીંગળાનો મારગ મેલીને,
સુક્ષમણા માર્ગે જવાની........બોલાવે મારા

ઊનમુખ કુવો એની ગગન મંડળમાં,
માંહી અમૃત ભર્યું છે પાણી......બોલાવે મારા
અધર તખત પર માગ પીયુજી બિરાજે,
મોટી મળી છે એ એંઢાણી......બોલાવે મારા
સતગુરૂ મળીયા ને સઊ દુઃખ ટળીયા,
પ્રીતની રીત મેં તો જાણી......બોલાવે મારા
અનવર પ્રતાપે દાસ સતાર બોલે,
લેજો આ વાત મારી માનીરે......બોલાવે મારા

## રાગ—હોરી ૧૨

કહેતા મેરા માન ઓ, મનવા કહેતા મેરા માન,
જો તું હાથી હોતા મનવા, બાંધતા મેં મેદાન
ગરદન ઉપર બેઠકે તુજકો, અંકુશ લગાતા તાન...મનવા
જો તું ઘોડા હોતા મનવા, ઓર મેં કસતા પલાન,
ઓર બેઠકે તુજ પર મનવા, મારતા ચાબુક તાન...મનવા
જો તું પછી હોતા મનવા, ફીરતા રાનો રાન,
ઓર જો શીકારી બનકે તુજકો, મારતા તીર નીશાન...
મનવા
ના તું હાથી ના તું ઘોડા, ના તું જગસમાન,
જો તું જગમાં સમાન બીહોતા, તો પકડે બુછાન...મનવા
સમજ સમજ સમજરે મનવા સમજ થરે નાદાન,
દાસ સતાર કહે સમજાકર, આખર મોત નાદાન...મનવા

## રાગ—બિહાગ ૧૩

નામ તલબપર અરે અરે નર મર તું ભક્તિ કરતું ભક્તિ કર
ઉમીદો આવશે તુજબર—તું ભક્તિ કર તું ભક્તિ કર.
જશે ઘોડા અને ગાડી વજીફા. વિત્ય અને વાડી,
ધરી દીલમાં પ્રભુનો ડર—તું ભકિત કર તું ભકિત કર.
અરે છે કાચની કાયા. જવું પડશે તજી માયા.
ન કાયમનું સમજી આખર-તું ભકિત કર તું ભકિત કર.
ભરી ભંડાર શું કરશે. પછી ભવ પાર કેમ તરશે,
ન તળીયું જાલનું જકલ—તું ભકિત કર તું ભકિત કર.
બધા ધન માલને મેલી, ભકિત માંડે જીગર જોડી,
થશે કાલે ખલાસ ઉમર—તું ભકિત કર તું ભકિત કર.
સખી છે સ્વર્ગના સાથી, વધુ ઇચ્છે છે શું આથી,
જરા સમજી જાને દીલબર—તું ભકિત કર ભકિત કર.
સતાર સાચું કહે છે સદા ભકતીમાં મશગુલ રહે
નહી તો તું ગણાશે ખર—તું ભકિત કર તું ભકિત કર.

## રાગ—આશાવરી ૧૪

તાના કોન તને ગારે મે તો ગરીબ જુલાયા,
દુગધા દુર ખડી રે રે.....................મેં તો.
જો તું તાના તને કપટકા લોક હસાઈ ઠેરે....તાના.
એસા તાના તન બે મનવા સાહેબસે ગિત લાગે....ભાઇ
તાના.

હાથી ચડકર તાનાબે તાના ઉંટ ચડે તો પાવે...ભાઈ ઉંટ
ઘોડે ચક્કર રાજબુંડે તબ સાહેબ ઘર આવે...તાના
કાસીકામે બાસી બ્રાહ્મણુ નામ મેરા પર બીના,
કૌસરમે જબ મીલે મોહુમદ પકડ જલાયા કીના...તાના
લાએ લાકી નળી બનાઇ ઇલ્લીહ્લાક તાના,
દાશ કબીરા બુનને બેઠા ઉલટા સુત પુરાના...તાના

## રાગ—મહોડ ૧૫

ભજન કરી લેને ગુણી પલ જ્ઞાની,
કાલે જાતી રહેશેરે જુવાની—ભજન.
ભજને નામ પ્રભુનું પ્યારૂં બત્તી વિના બધે અંધારૂં,
સાચું માની લેને કહ્યું મારૂં...............ભજન.
મુરખ કરતો મારૂં મારૂં એમાં જરા નથી કોઇ તારૂં,
છતી આંખે દેખે અંધારૂં.....................ભજન.
મુરખ મનમાં બહુ મલકાશે ધનને દેખીને છલકાસે.
અંતે ખાલી હાથે જાશેરે.....................ભજન.
તું તો શેઠનો છે વાણોતર તારા શેઠ છે શ્રીમોરલીધર,
ભક્તિ કરવા રાખ્યો નોકર...................ભજન.
કમાણી એવી કરીને જઇએ માંગે હિસાબ પુરો દઇએ,
ત્યારે શેઠના વ્હાલા થઇએ.................ભજન.
ભક્તિ કરશે જે કોઈ ભાવે તેનો જનમ મરણ મટી જાવે,
સતાર દાસ કહી સમજાવે.................ભજન.

## રાગ—દેશ ૧૬

દુવારીકામાં દરશન કીધા નાથ મારાને નીહાળ્યારે ભાઈ (૨)
પાપ બધા ત્યાં પડતા મેલ્યા પુણ્યના મારગ ઝાલ્યા;
તમે લીટે લીટે ચાલોરે ભાઈ ખાડામાં છે ખદબડીઆરેજી—
દુવારીકામાં.

ગોકુલ મથુરા અમે ગયા ત્યાં કીધી ધર્મ કમાણી,
છાપ પડાવીને માળા લીધી તીલક બનાવ્યા તાણી;
તમે લીટે લીટે ચાલોરે ભાઇ ખાડામાં છે ખદબડીઆરેજી—
દુવારીકામાં

ગંગા ગોમતી સરસ્વતી અમો તીરથ નાવમાં તરીએ,
પાપ તણી ત્યાં લીધી પ્રતિજ્ઞા વદોના મુખે વાણી;
તમે લીટે લીટે ચાલોરે ભાઇ ખાડામાં છે ખદબદઆરેજી—
દુવારીકામાં.

નાના દીવાએ દીવાળી થાયને મોટા દીવાએ હોળી,
નામો ને રત્નો ભગત થયા પણ અંતે ભીલ અને કોળી;
તમો લીટે લીટે ચાલોરે ભાઈ ખાડામાં છે ખદબદઆરેજી—
દુવારીકામાં.

ઠગ ભગતો જગમાં ઝાલે પેટને માટે ઝોળી,
સત્ય સંતબની સત્ય કહે ભાઈ ભરમાવે દુનીયા ભોળી;
તમો લીટે લીટે ચાલોરે ભાઇ ખાડામાં છે ખદબદઆરેજી—
દુવારીકામાં.

## રાગ—સંકા ૧૭

સંત જેના આચારે હોય તે તો સહુને સરખા ગણેરે,
સાચી જેની વાચારે મુખે જુઠું નહી ભણેરે—સંત.

(સાખી.)

કોઈ બ્રાહ્મણ કોઇ વાણીઓ, કોઇ સૈયદ ને વળી કોઇ શેખ
અરે જ્ઞાને કરીને જોઇ લ્યો ભાઈ આત્મા સૌનો એક,
એક નાથ પારી જુદીરે પણ માતા સૌ ઉની સરખી જણેરે-
સંત.

જયાંથી હિંદુ આવ્યા ત્યાંથી આવ્યા પારસી મુસલમાન,
આ તેવીજ કાયાને તેવોજ ઉદર જુઓ કરીને જ્ઞાન;
અજ્ઞાની મન જુદારે પણ જ્ઞાની કોને જુદા ગણેરે-સંત.

(સાખી )

આ મહેતાજીએ પહેલું શીખવ્યું એકતા એકડે એક,
બગડે બેઠી બગડી જઇને એકના બન્યા અનેક;
એક પ્રભુને જાણીરે તમે ભક્તિ કરો શાંતિ પણેરે-સંત.

(સાખી)

વટાલ શબ્દનો અર્થ ન જાણે ને કહે વટલી જઈશું ભાઇ
પણ બ્રાહ્મણ બ્રાહ્મણને ઘેર વટલી જાય છે એ છે કેવી નવાઈ
ભેદ એનો ઉંડોરે એ રસ્તો છે ભાઇ દૂર ગણોરે— સંત.

(સાખી)

બાપીકો ધર્મ છુટે નહિ એમ ગીતાજીમાં ગવાય
બાપ અથ નો અનર્થ કરીને અજ્ઞાને અથડાય
જ્ઞાની મુક્તિ પામેરે અજ્ઞાની ભૂલો થઇને ભમે—સંત.

(સાખી)

કડવું ઓસડ રોગને કાપે ને અજ્ઞાન ને કાપે જ્ઞાન
દાસ સતાર તો સત્ય કહે છે સમજો ચતુર સુજાણ
કાયર થઇશું બેઠારે શુરવીર થઇને આવો રણે—સંત.

રાગ—ગઝલ બિહાગ ૧૮.

હમ ભૂતકો પુજે પ્રેમન બનકર તુમારા હમ પર સવાલ
કયા હય—

ભુત હય હમારા ઓર હમ હય બુતકે
ફીર ઉશમે તુમકો ગલાલ કયા હે—
તુમ જાવો મસજીદમેં નમાજ પડલો
હમ જાકે મંદરમે બુતકો પુજે—
એદોનો બાતો મેં મેરે પ્યારે
હરામખોર હલાલ કયા હે—
ઉસીકો હમને હય શર ઝુકાયા
યકીન ઉસ બુતપર હમકો આયા—
કયા ખૂબ રસ્તા હય હમને પાયા

ફીર ઈસમે હમકો વબાલ કયા હે—
હમારે બુતપર હય જીતને શયદા
ઊન્હોને પાયા ખિતાબ કયસા—
ચોરી હુવોમેં કહેલા તે હુયેંગે હરવા
તુમારે મજહબકા હાલ કયા હે—
સતાર તુમ દેખો દીલકે અંદર
મીલેગા તુમકો ઉસ બુતકા મંદર—
ઝુકાવો સીનેપર અપના તુમસર
ફીર ઇસ્મે કરના ખ્યાલ કયા હે—

રાગ—મહાડ ૧૯

મુરખ જો જાગી મુરખ જો જાગી,
આ ઘણુણુ........ઘંટડી વાગી
તારા વાંસે મોત છે લાગી આ ઘણુણુ—ઘંટડીવાગી.
કામ ક્રોધ મદ લોભ ફંદમાં બની રહ્યા છે રાગી,
સાચું સુખ છોડીને મુરખા દુઃખ લીધું તે માંગી;
અંધ અભાગી આ ઘણુણુ...ઘંટડી વાગી—મૂરખા.
ચાર દીવસની જીંદગી સારૂ શાને કરે છે વરણાગી,
પ્રેમ થકી કર ભજન પ્રભુનું વાતો છોડીદે નાગી;
અંધ અભાગી આં ઘણુણુ...ઘંટડી વાગી—મૂરખા
દાશ સતારના સતગુરૂ રામકૃષ્ણ સંત મળ્યા સોહાગી,
અલખ લેહ લાગી આ ઘણુણુ...ઘંટડી વાગી મૂરખા.

### રાગ—ગઝલ ૨૦

દયા જીશ દીલમેં ના હોવે વો દીલકો લેકે કયા કરના,
રહેના રાતદીન બીષમે અમીરસ લેકે કયા કરના—દયા.
સદા સંસારમે રાજી બને બૈરાગમેં પાજી,
નહો પંડીત નહો કાજી તોફીર સંઘરેકે કયા કરના—દયા.
ન છોડા જુઠે ભોગોકે બસાવે ઘરમે રોગોકો,
સતાર ફીર બોધ તો અપના ઉનોકો દેકે કયા કરના—દયા.

### રાગ—આશાવરી ૨૧

એક દિન જાનારે આખર મિટ્ટીમાં મીલજાના,
મીટ્ટીમેં મીલજાના એક દીન સબકો હે જાના;
એ દુનીયા છોડ કર જાના આખર મીટ્ટીમેં મીલજાના—એક
મીટ્ટી પુછે કુંભારસે ભાઇ તું કીયું ગુંદેકા મુજકું,
એક દીન એસા વખત આયગા મે ગુંદ લુંગી તુજકું—એક
કપડા પુછે દરજીસે તું કીયું બે સીયેગા મુજકું,
કપડા પુછે દરજીશે ભાઇ કીયું બે કાટેગા મુજકું—એક
એક દીન એસા વખત આયગા મે ગાંઠ લઉંગા તુજકું,
એક દીન ગાંઠ લુંગા તુજકું—એક
લકડા પુછે સુથારસે તું કયું બે કાટેગા મુજકું,
તું કીયું બે કાટેગા મુજકું—એક
એક દીન એસા બખત આયગા મેં પુંકદુંગા તુજકું,
મેં પુંક દુંગા તુજકું—એક

મિટ્ટી ઓઢના મિટ્ટી બિછાના મિટ્ટીકા કર શી રોના,
કહત કબીરા સુનો ભાઇ સાધુ એહી પદ નીરવાના—એક

## રાગ—પીલું ૨૨

હાંરે તુને કિંમત ગુમાઈરે હિરાતન પાઇ—હાંરે
નવ દશ માસ ગર્ભમાં રાખ્યો નરક યોની મુકતાઇ,
એ અવનિસે બહાર નીકળ્યો સોઇ સમર થકી તુને શુદ્ધ
બીસરાઈ-હાંરે.
બાલાપણુ ખેલ ગુમાયો પીછે જુવાની આઇ,
જોરે માતાને દુધ પીલાયો સોહી માતાકી તુને કુખ લજાઈ
-હાંરે.
વૃદ્ધ ભયો કફ આવન લાગે બાહીર ખાટ બીછાઇ,
પાડ પાડોશી જુરે જુર આવે ઘરકા કહે ઉનકી મોત ન આઇ
-હાંરે.
ભવસાગરકી અગમ બાતહે વાંકો પાર ન પાયો,
કહત કબીરા સુનો ભાઈ સાધુ છોડ ચલે તોરી સબી ઠકરાઇ
—હાંરે.

## રાગ—પીલું ૨૩

અબ તો યેહી શિખામણ માન, મન તું ચેત સમજ નાદાન
મન તું કરલે મુસલમાન, ભાઇ રોજા રખલે નમાજ પડલે

સાચી રાહ પિછાન, ઇસ દુનિયાંકે અંદર તુંતો દો દિનકા
મેમાન,
એક દિન નીકલ જાયગી જાન.......મન તું.
દયા ધરમકો મૂલ હે, પાપ મૂળ અભિમાન,
મેં મેં મતકર પ્રુલતું બંદે ખોલ જરા તુ કાન....એક દિન
પરાઇ નિંદા કરનેસે તો બિગડ જાયગા ઇમાન,
મન ક્રોધ મદમોહ લોભસે, આન પડે સેતાન,
હરિકા હરદમ રખલે ધ્યાન......મન તું.
મુરિદ બન જાતું પીરકા પ્યાલા, શબ્દ પીરકા પહેછાન,
પીર સદગુરૂ ચરનમેં જાવે તો, આવેગી સાન,
હરદમ હરિકા ધરતું ધ્યાન.......મન તું.
પરાઈ એબ તું કયા દેખેગા, જાત તેરી પહેછાન,
કોન બુંદસે બની હે કાયા, તું કયું હુવા અંજાન,
ઈશ્કકા અજબ બના મેદાન......મન તું.
પરનારીસે પ્રીત મત કર, વો હય નરકકી ખાણ.
દાસ સતાર કહે કરજોડી, સાચા શબ્દકી માન,
ધણીકા હરદમ રખતું ધ્યાન......મન તું.

## રાગ—પીલુ ૨૪

અમારી પરીક્ષા મત કરો સાધુ હમતો નાગર બ્રાહ્મણીયારે
લાલ મત કરોરે મેરી બાતનીયા

મેં તો નથી કરીયારે કંઇ દાતણીયારે રે લાલ મત કરોરે
મેરી બાતનીયા
બરફી બી ખા ગઇ પેંડા બી ખા ગઈ ચુંન ચુંન ખાઈ ગઇ
રેવરીયા
સારી દુકાનમે દો ચીજ છોરી એક શેર દો તાજરીયા રે
-લાલ મત કરોરે મેરી બાતરીયા.
હોલે બી ખા ગઇ તીતર બી ખા ગઇ ચુંન ચુંન ખા ગઈ
લાબરીયા
સારે પંખીમે દો ચીજ છોરી એક ચાંચ દો પાખરીયા
મે તો નથી કરીયા કંઇ દાતણીયા—અમારી પરીક્ષા
બુઢ્ઢેકું ખા ગઈ જુવાન કુ ખા ગઈ ચુંન ચુંન ખા ગઈ
છોકરીયા
સારે બદન મેં દો ચીજ છોરી એક હાર દો પાંસળીયા
મે તો નથી કરીયા
કંઈ દાતણીયા- અમારી પરીક્ષા
કચ્ચ બી ખા ગઈ મછ બી ખા ગઈ ચુંન ચુંન ખા ગઈ
મેડકીઆ
સારે સમુદ્રમેં દો ચીજ છોરી એક શંખ દો ચીપણીયાં
ચાર જુગકી મેં અપવાસી એંસી જુગકા દાતણીયા
રે લાલ મત કરોરે મેરી બાતરીયા--અમારી પરીક્ષા

## ભજન ૨૫.

જોગી જોગણ જગ ભરમાવે, વાકો લાજ શરમ નહિ આવે
—જોગી

સોના રૂપા પહેરકે ઠગણી ઘરઘર ઢોલ બજાવે,
કુવા કુત્તા મેડક મુરગા, સારંગી ઢોલ બજાવે-જોગી
જોગી નામસે ભવ સાગર તીરે, નામકા નામ બતાવે
હરદમે હરકો હએ, પલ પલમેં પાવે-જોગી
જોગી હોય તો જોગ લગાવે, ભોગી મરમર જાવે
દાસ સતાર ગુરૂ કીરપાસે, ગોવિંદકે ગુણ ગાવે—જોગી

## રૂપાસતીનું—ભજન ૨૬

આવી આવી શરદે પુનમની રાત ભાઇઓ,
તે દહાડાની રાતેરે ભાઈ રૂપાસતીનો જનમ થયોરે-ભાઈઓ
રૂપાસતીની માએ એક જોશીરા તેડાવેલા ઘેર ભાઇરે.
જોષને તમો જુવોરે આ બાઈના કરમે શું રે લખ્યું ઓ—
ભાઇઓ

જોષ કહે એ બાઈના કર્મમાં લખ્યા સિંહાસન પાટ ભાઇરે
અને બીજો રે વળી લખ્યો રાજા કેરો ઘોડો એ ઓ ભાઇરે
એ બાઇના કર્મમાં લખી એક ગવરી ગાય ભાઇરે
અને ચોથેરે વળી લખ્યો સિંહલદીપનો હાથીડો-ઓ ભાઇઓ

એ બાઈના કર્મમાં લખ્યો એક જગમલરે કુંવર—ભાઇઓ
અને સાસરીયા તે લખ્યારે મુલક મેવાડનારે—ભાઇઓ

માળીનો ઉચ્ચાર.

રૂપાસતીએ અંગનો ઉતારેલો મેલ ભાઈરે
તેનો તો બનાવ્યો એક રૂડો મરગલોરેજી
એ મરગલે ચરતો દાડમ ડમરો નાગરવેલ ભાઈરે
માળી જઇને કરે રાજાને ફરિયાદ ભાઇરે

રાજાનો ઉચ્ચાર.

રાજા સજે હું કારે હથિયાર ભાઇરે
તેરસો ને વળી ચઢયા ડુંગર મરગલે મારવારેજી
લશ્કર સજે હુંકારે હથિયાર ભાઇરે
જેના ભણીથી જાશે તેને ગરદન મારશુંરેજી
મરગલે મેલી પૂર્વ પશ્ચિમની દોડ ભાઇરે
રાજા કેરો ઘેડો આ મરગલે કુદ્યોરેજી
બાલા રાજાએ મરગને મારવાના લીધા વ્રત ભાઈરે
આ મરગલાને મારીશું ત્યારે પાછા ઘેર આવશુંરેજી
મરગલો કહે બાપા સાંભળોને મારી વાત ભાઈરે
આ જેવાને વળી લખ્યા તેવા જોડા મેળવ્યારેજી
કોઈના માથે તાંબા પિત્તળના ઘાટ ભાઈરેજી
રૂપાસતીના હાથેરે ભાઈ સોના કેરી ઝારીઓજી-ભાઈરે

## રાજાનો ઉચ્ચાર

માલો રાજા કરે સાહેલીને સાન ભાઇઓ
સોનારીને પૂછોરે બાઈ પાણીલા કયાં કીજીએજી
પાણીરે પીધું લશ્કર ઘોડા હાથી ઊંટ ભાઇઓ
અને રૂપાસતીની ઝારીરે ભાઇ જળમાં ઝળકતીરેજી
માલો રાજા કરે સાહેલીને સાન ભાઇરે
એ નારીને પૂછો રે બાઈ પરણ્યા કે કુંવારારેજી
રૂપાસતી કરે સાહેલીને સાન ભાઇરે
નથી અમે પરણ્યા છીએ બાળકુંવારારેજી

## રૂપાસતીનો ઉચ્ચાર.

કાકા બાપા સાંભળોને મારી વાત ભાઇરે
જેવાને વળી લખ્યા તેવા જોડા માલીકે મેળવ્યારેજી
આ લીલા વાંસડીઆ તો મંગાવોરે ભાઇઓ
તેનો તો બંધાવો એક રૂડો માંડવોરે ભાઇઓ
આ ગંગા કેરી ગોરમટી મંગાવોરે ભાઇઓ
તેની તો બનાવોરે ભાઈ નવરંગી ચુડીઆરેજી
રૂપા કેરા ગુગરીઆ મંગાવોરે ભાઇઓ
અને પીછોડીને પડખેરે ભાઈ માલો રાજા પરણ્યારેજી
પરણ્યા પરણ્યા મુલક મેવાડના રાજા ભાઇરે
એરે સોનાની થાળીમાં રાજા કલવો જમ્યારેજી

## ભગીયન અને રાણીનો ઉચ્ચાર.

વાયેગ આવ્યા ગુરૂ દ્વારે રાણી સુતેલા જાગોરેજી
કેમ કરી આવું મારા ગોરજીરે માલોરાજા જાગેરેજી
નિદ્રા મંગાવી સારા શહેરનીરે રાજા પલંગે પોયારેજી
વધેરૂં વધેરૂં જળમળ દેખું હા,
અને બીજો વધેરૂં મારો ઘોડલોરેજી
વધેરૂં વધેરૂં ગવરી એક ગાય
અને ચોથોરે વધેરૂ મારો સિહુલદ્વીપનો હાથીરેજી
ત્યાંથી રૂપાસતી ચાલ્યારે આવ્યા દેવડી દરવાજેરેજી
ભાઈરે દરવાન વીરા વીનવુંરે તાળા જડયા ખોલોરેજી
કેમ કરી ખોલું મારી બેનડીરે કુંચી રાજાની પાસરેજી
તાળા દીધા છે જેસલ સાદનારે કુંચી રાજાની પાસરેજી
ત્યાં રૂપાસતી ચાલ્યારે આવ્યા વાલી બાઇ મુકામેરેજી

## નોકરનો ઉચ્ચાર.

જાગો જાગોરે મેવાડના રાજ મારા નવાનગરના રાજાજીરે
ત્હારી માનીતી રાણીએ રાજ વટલાવ્યા મહારાજ તમે
જાગોજી

## ભંગીયણનો ઉચ્ચાર.

નુગરાની છાંએ દીવો મારો ઝાંખો બળેરે હોજી
હોળીની કોઇ નુગરો આવ્યો ઘર પાસરે —નુગરાની છાંએ

ત્યાંથીરે પીપળો હાલ્યો આવ્યો ગુરૂને દુવારેરેજી
ત્યાંથી પીપળો હાલ્યો આવ્યો પોતાને મુકામેરેજી

## રાજાનો ઉચ્ચાર.

અંધારી રાત બિહામણીરે રાણી કઠેરે સિધાવ્યારેજી
હમે ફુલડાના ભોગીરે ફુલ બાગમાં ગયાતાં રેહોજી
ફેલફેલ મતકર ફરીરે પાખંડમાં સમજાવોરેજી
ચીરનો છેડો ખોલરે તારી તોડમાં શું છે રેજી
આપણુ મુજને બતાવ તારી ગતિનો છુંરે ગુલામહોજી
આપણુ ખાંડા કેરી ધાર, રાણી સતીને મારગ સીધાવ્યારેજી
જાગો જાગોરે મેવાડના રાજ મારા નવાનગરના રાજાજી
તારી માનીતી રાણીએ રાજ વટલાવ્યા મહારાજ જાગોજી
પારણામાં ઝુલે જગમલ દેખું હા, ઘોડારમાં ઝુલે મારો ઘોડલોરેજી
વાડામાં ઝુલે એક ગવરી ગાયરે, હીરા ઘરમાં ઝુલે મારો હાથીડારેજી
ગુરૂના પરતાપે બોલ્યા રૂપાબાઇ સંતોરે મારા માલે અમરાપૂરમાં હોજી

## રાગ-મહાર ભજન ૨૮.

કઠિન રામરસ પ્યાલા પીયે સો જાનેરે ભાઇ
જાકો લગી સોજાને દુસરવા કયા જાને ભાઈ-કઠિન

રામકો લાગી લક્ષ્મણકો લાગી લાગી જાનકી માઈ
હનુમાનકુ એસી લાગી, લંકા દીયો જલાઈ-દુસરા કયા
જાને ભાઇ.

સૂરકો લાગી કબીરકો લાગી. લાગી મીરાંબાઇ
પલક બુખારેકો એસી લાગી, છોડ ચલે બાદશાહી-દુસરા
ધ્રુવકો લાગી પ્રલ્હાદકો લાગી, લાગી હરનાકંસ
રોહીદાસ ભક્તકુ એસી લાગી, ગંગા લીયો બુલાઇ-દુસરા
તીર ન લાગે તરવાર ન લાગે, ઘાવ નજર નહિ આઈ
કહત કબીરા સુનો ભાઇ સાધુ, હરીચરણ ન સુખદાય
—દુસરા

## રાગ—મહારે ભજન ૨૯

કાયા માયા કોહીકી નાહિ ભઇ, તુમ કહેતે હો અપની
અપની

સતજુગમેં હરિશ્ચંદ્ર ભયો, રાજા સત્યકી સત કહી
એક સત્યકે કારણ ભાઈ, કાયાબી બેચ દઇ, તુમ કહતે
અપની (૧)

ત્રેતામેં રાવણ ભયો, રાજા કંચન કોટ સહી
એક લક્ષ પુત્ર સવા લક્ષ જાતિ, ઉને લડકી નાહિ મીલી
-તુમ (૨)

દ્વાપરમેં દુર્યોધન ભયો, રાજા પક્ષીકો છાંય કરી
એક બખત ભારતકે ભીતર દોલી લાસ પડી-તુમ (૩)

કલજુગમેં કર દેખ ભલાઇ જેસી કરણી કરી
ગુરૂ પ્રતાપે દાસ કહતે હે, યહ જીંદગી હય મરની--
તુમ (૪)

## રાગ—બંજારા ભજન ૩૦

મય તો ઢુંઢ ફીરી જગ સારા, મુજકો મીલે નમેરા પ્યારા
પૂર્વ પશ્ચિમ ઉત્તર દક્ષિણુ, દેખા સબ સંસારા
મસજીદ મંદિર સબમેં ઢુંઢા, ઢુંઢા ઠાકુર દ્વારા-મુઝકો
માતામેં ઢુંઢા પિતામેં ઢુંઢા, કુટુંબ કબીલા સારા
મહેલ માલીયા સબમેં ઢુંઢા, ઢુંઢા સબ ઘરબારા—મુઝકો
શાહકી સલ્તનતમેં ઢુંઢા રાજનકા દરબારા
નદી નાલેમેં જાકર ઢુંઢા, ઢુંઢા ઘાટ ઓવારા—મુઝકો
ઝાડમેં ઢુંઢા પહાડમેં ઢુંઢા, બનમેં જાકે પુકારા
ગગન મંડલમેં નજરસેં ઢુંઢા, ચાંદા સુરજ તારા—મુઝકો
કભી ઠુમરી કભી લાવની, કભી ગાતા કેદારા
પિયુ મિલનકે કારણુ મયને કભી ભજન લલકારા—મુઝકો
હ્રદયકે ભીતર મંડપ રચીયા ઉસમેં પિયુજી પ્યારા
મય કયા જાનું મુઝે બતાયા, ગુરૂને કરકે ઇસારા-મુઝકો
ખોજત ખોજત સદગુરૂ મળ્યા, મટી ગયા ભટકારા
સંત ચરણે સતાર કહેતા, ગુરૂ ભેદહે ન્યારા-મુઝકો

## ભજન

કાનુડાની મોરલી વેરણ થઇરે, કાનુડાની મોરલી વેરણ થઇ
હવે બાવરી હું તો બની ગઇરે, કાનુડાની મોરલી વેરણ
થઈ—કાનુડાની

વંદ્રાવનની કુંજ ગલીમાં, ચાલી હું વેચવા મહી
નંદનોલાલ મને સામો મળ્યો હું તો જોવાંજ શરમાઈ
ગઇ—કાનુડાની

વ્હાલો વગાડે મીઠી મીઠી મોરલી, સાંભળતા સુધ ગઈ
એરે ઠગારે કામણ કીધારે, હવે હું તો ઠગાઈ ગઇરે—
કાનુડાની

સાંવરી સુરત મોહિની સુરત, ઉપર મોહિત થઇ,
દાસ સતાર પ્રીતમનીરે, દાસી બનીને રહીરે—કાનુડાની

## રાગ—પીલુ ભજન ૩૧.

કળજુગ આવ્યો ખોટો ભાઇ, હવે કરીલો સત્ય કમાઈ
મૂકી દોને માન બડાઈ, નામ જપોને હરેહરે-કળજુગ
નાસ્તિક લોગો ઘણા થયા છે, આપા પંથો થઇને રહ્યા છે
કુડ કપટ મનમાંહી ભર્યો છે, નામ જપો ને હરેહરે-કળ.
બીક પરભુની રાખે મનમાં, નજર બગાડે નીજ પરધનમાં
ફુલીફુલી ફરે મગનમાં, નામ જપો ને હરેહરે-કળજુગ

પૈસાદાર થયા અભિમાની, ગળા રેંસીને કરે કમાણી
પુણ્ય દાનની નહિ નિશાની, નામ જપોને હરેહરે-કળ.
નામના કરવા નામ કરે છે, મોટાઇમાં માન ધરે છે
માંસ મદિરા પાન કરે છે, નામ જપોને હરેહરે-કળ.
પાપ પુણ્ય નવ જાણે કાંઇ, છળકપટ ભર્યું મનમાંહી
જટાઈ વધારી બન્યા ગુંસાઇ, નામ જપોને હરેહરે-કળ.
ભક્તી કરતાં આળસ આવે, વેશ્યાનો નિત નાચ નચાવે
મુરખ નાચમાં રેન ગુમાવે, નામ જપોને હરેહરે-કળ.
જીભ્યા તો છે ભગતની ભાઈ, પણ મન તેનું દીસે કસાઇ
દયા બતાવી કરે કમાઇ નામ જપોને હરેહરે-કળજુગ
ચતુરાઈ પોતાની બતાવે, અજ્ઞાની થઈ જ્ઞાની કહાવે
લોકોને ઉંધુ સમજાવે, નામ જપોને હરેહરે-કળજુગ
દયાભાવ દીસે નહિ મનમાં, અદેખાઇ વગી રહી મનમ
સત્વર ભાગા હરી ભજનમાં નામ જપોને હરેહરે-કળ
મહંત થઇ મંદિરમાં બેસે, જ્ઞાન પૂછતાં ગાળો દેશે
લઠ લઇ ચલએ રંડી કહેશે, નામ જપોને હરેહરે-કળ
દર્શન કરવા વિધવા આવે, સૈયાં કહી બાવો બોલાવે
સૈયાં કહેતાં આંખ દબાવે નામ જપોને હરેહરે-કળ.
એવા ઢોંગી ઘણા ફરે છે, જ્ઞાની મુનિમાં નામ ધરે છે
પરનારીથી પ્રીત કરે છે, નામ જપોને હરેહરે-કળજુ

અસાર આ સંસાર છે ભાઈ, એમાં ભક્તી સાચી કમાઇ
દાસ સતાર કહી સમજાવે, નામ જપોને હરેહરે-કળજુગ

## રાગ—આશાવરી ભજન ૩૨.

સાધુ વો નર હમકુ ભાવે, સાધુ વો નર હમકુ ભાવે,
દુખ ઔર સુખમેં આનંદ રહેવે, હરિગુણ હરદમ ગાવે
—સાધુ-૧.
પરનારી પરધનકો ત્યાગે, સતકી રોજી ખાવે
તનમન ઔર બચનસે ઉનકો, જીકો નહિ દુખાવે
—સાધુ-૨.
કર સેવા સંસારકી ઊનકો સાંચી રાહ બતાવે,
ધરમ કરતાં ધાડ આવે, તો હિમત હાર ન જાવે
—સાધુ-૩.
પરદુઃખ ભંજન હોકર રહેવે ગુરૂ ગોવિંદકે ગુણગાવે
દાસ સતાર સાબુ જલ મીલકર મેલકો માર હટાવે
—સાધુ-૪.

## કવાલી—ગઝલ ૩૩.

તું દીલગર હે તો મેં દીલ હું, તું ગુલશન હય તો મેં ગુલ હું
અગર ગુલ્શનકા ગુલ હે તું, તો મંયભી તેરા બુલબુલ હું—તું.

અગર તું યાર હે મેરા, તો મંય દીલદાર હું તેરા
અગર તું ચહેરે અનવર હે તો મંયભી ઝુલ્ફ સુમબુલ
હું—તું.

તું ખુરશેદ હે તો મય જરી, તું દરિયા ઔર મેં ખતરા
અગર તું શીપ હે તો મંયભી, મોતી ઉસમેં બેમુલ હું-તું.
અગર તું તેગે મૌલા હૈ, તો મયભી ઢાલે અહેમદ હું
અગર તું હય શહીદે કરબલા, તો મયભી દુલદુલ હું-તું.
અગર તું નુર હય જાના, તો મયભી નુરકા ઘરહું
અગર સતાર હય શયદા તો મય દિવાના બીલકુલ હું-તું

## કવાલી—ગઝલ ૩૪.

રહીમ તું હય કરીમ તું હય, તુંહીને દોનો જહાં બનાઇ
તમામ દુનિયા ઔર દીંમે, તેરી છુપી ઔર જાહેર હય
રોશન—રહીમ.

લામકામેં તુંહી છુપા હય, મકાને જાહીર તુંહી હુવા હય
મગર હકીકતમેં તેરી પ્યારે, જીન્હોને પાઇ ઉને છુપાઇ
સમજ સમજ કર હુવે દિવાને, હજારો દાને કરોડ શ્યાને
રમલકી બાત બતાતે હૈવો જીનકો જેસી સમજમેં આઇ
—રહીમ.

કાબેકી તરફ શેખ જાવે, હિંદુ મંદિરમેં ઘંટ બજાવે
રહા હય હર શયમેં નુર તેરા, ખુદાહે તેરી અજબ
ખુદાઇ – રહીમ

## કવાલી ગઝલ—૩૫.

નુરકા જલ્વા દિખાયા યારને, હાય દિવાના બનાયા યારને
—નુરકા

મસ્ત મુર્શિદને કીયા અબતો મુજે, જામ ઉલ્ફતકા પિલાયા
યારને—નુરકા

અબ નહિ ઉનકો આરામ ચૈન ખ્વાબમેં જલ્વા દીખાયા
યારને નુરકા

મેરી હસ્તીકો મિટાનેકો લીયે, દીલકે અંદર ઘર બનાયા
યારને—નુરકા

સુરતે મુર્શિદમેં પાયા યારકા, હાં ખુબ હે નકશા બનાયા
યારને—નુરકા

રાજ મખસી જાયદા જાવે નહિ, ભેદ સબ દીલમેં છુપાયા
યારને—નુરકા

અર્શ આજમ પર બુલા મહબુબકો, યારકો મહમાં
બનાયા યારને—નુરકા

યાર પર સતારને હોકર ફીદા, ખુબ જકડકર કહ દિખાયા
યારને—નુરકા

## રાગ—ભેરવી ગઝલ ૩૬.

અરે મન છોડ દુનિયાકો, તુજે સંસાર કયા કરના
ચલા ઉઠ જાતું જંગલમેં, તુજે ઘરબાર કયા કરના—અરે

કરે કયા મહેલ માડ઼ોંકો, કરે કયા હીરે લાલાંકો
તું હૈ બાગ માલીકા, ગજરે હાર કયા કરના—અરે
મેહોબત છોડ દુનિયાકી, ચલન ચલ અબતું ઈન્સાંકી
કમાઇ કર પ્રભુ રાહકી, કપટ બેપાર કયા કરતા—અરે
અગર સમજે તો સમજાઉં, પ્રભુકી રાહ બતલાઉં
તું ખુદ હોશિયાર હે મનવા, તુઝે હોશિયાર કયા કરના-અરે
અકેલા યહાં પર આયા હય, અકેલા યહાંસે જાયગા
બંદે સતાર કહેતા હે, ભલા દોચાર કયા કરના—અરે

## કવાલી—ગઝલ ૩૭

જોગી બને હે ઉસ ભુતે ઐયાર કે લીયે,
ઐઠે હે કફની પેહરકે ઉસ ખબરદાર કે લીયે-જોગી.
માથેપે કેસકા, હાથમેં સુમરન, ગલેમેં હાર,
યે ધ્વજ બનાયે ફીરતે હે, દીલદારકે લીયે-જોગી.
ધુઆ રમાઈ ખાક મલી, સરેસ પૈર તક
બેઠે હે મુતન જીર તેરે દિદાર કે લીયે-જોગી.
જખમે જીગર પર કોઇ, મસીહા હી કર દીયા
કુછ તો દવાઇ કર દીજે બીમારકે લીયે-જોગી.

## કવાલી ગઝલ—૩૮.

સીસા હે મસ્તી મેં ઓર, મસ્તી મેરી સીસેમેં હે
કયાં ન પીવું શોખસે મેરાહી દીલ સીસેમેં હે—સીસા.

અયે બાખરે યા ખરે અગ પંખે શલી અય સુના
હય પરીકે હાથમેં સીસા, પરી સીસેમેં હે—સીસા
પીલે જાહીય જામલે, સાકીસે તલબ કર દોડકર
ખુલ ગઈ તકદીર મેરી, હરઘડી સીસેમેંહે —સીસા.
એક ચીલ્લુ અપ પીલા, સતાર અપને યારસે,
કયા કહું મેરી નજર, અબ હરઘડી સીસેમેંહે—સીસા.
બંદા હોકર બંદગી કરલે, ખુશ હોવેગા હકતાલા
યહિ હે રસ્તા સીધા પ્યારે, મનકી જપ મનમેં માલા-બંદા
યાદ કરે ઓર ધ્યાન ધરે તો, દેખોગેજી ઉજીપાલા
મત બનતું શયતાનકા સાથી આજા દેકર જાલા—બંદા
બહાદુર હોકર બેઠ રહા કયું તોડ દે દસમા તાલા
મરને પહિલે જો મરજાવે, વાહી બને હે મતવાલા-બંદા
જન્નતકે રસ્તે કે ઉપર, એક બના હે નાલા
પાર ઉતરના હો તો ભજલે, હકતાલા હકતાલા—બંદા
ગીર મુરશીરકે કદ મોં પર, આૈર પીલે ઉનસે પ્યાલાં
દાસ સતાર વો પ્યાલા પીકર, બનજાતુ મતવાલા-બંદા

રાગ—સોરઠ ગઝલ ૩૮

કર ભજન દીલસે તું પ્યારે, તો મજા કુછ પાયગા
યાદ રખ ભુલા અગર તો ફીર બહોત પછતાયગા—કર
મતસુરી કર તું પ્યારે, માલે જરકો પાયકર
છોડકર સબ જાગીરી, એકાદીન ફના હો જાયગા—કર

કયા ફસા માયાકે ફંદમેં, જરા તો ચેત નર,
યાંહિ ફંદમે પડા રહેગા તો તું સડ જાયગા—કર
ચલતી ઘર પર તેરે દીમાખ, તું ઉસકો સાફ કર
ઘરકે થંભલે ખાયગી તો ઘર તેરા ગીર જાયગા—કર
ઘરમેં તેરા વો છુપા હે ઔર નહિ તુજકો ખબર
ઢુંઢલે તું ચુપકે ચુપકે, તો યહીં મીલ જાયગા—કર
છોડદે સુરત સિપાઇકો સીરવર પર ઢુંઢને
કર હુકમ તાકીદકા તો, ઢુંઢ કર ઝટ આયગા—કર
ભુલકર કયું દર બદર ફીરતા હે તું બંદ સતાર
તેરે ઘરમેં ચોર આકર ઝટ રતન લે જાયગા—કર

ભજન ૪૦.

હમ તો બ્રહ્મચારીરે બ્રહ્મચારી
સાધુ સંગમેં રખતે નારી—હમતો
હમે ખૂબ બન્યા ઘરબારી—હમતો
મૂછ મુંડાઇ જટા મૂંડાઇ ઔર મૂંડાઇ દાઢી ભાઈ (૨)
પંચ કેસકા નામ નરકકે, ઐસે હમતો અનારી—હમતો
માત હમારી સંગમે રહેવે ઔર હમારી નારી ભાઇ (૨)
એક પુત્રકે બાપ બને હમ, ઐસે હમતો ઘરબારી-હમ.
ઘરમેં આતે ઘરસે જાતે, ઘરમેં કરો પથારી ભાઇ (૨)
બૈરાગીબી હમ હે સાધુ, હમ તો હે સંસારી-હમતો

હૃદય ભુવનમે બાસ હમારા, સાથ રખે બોત નારી (૨)
પાંચ ગુલામ ઓર પચીસ દાસી, સેવા કરે હમારી-હમતો
પાંચ પચીસકુ ઉપર હમને, એક રખા અધીકારી (૨)
એ ઉપર જો ગફલત ખાવે, તો બાજી બીગડે હમારી-હમ
એ એકકો જો કોઇ સમજે, એહી પુરા બ્રહ્મચારી (૨)
દાસ સતાર સમજકર કર લે, અબ તો તું સરદારી-હમ

## રાગ આશાવરી-૪૧.

કેમ કરી ઉતરે તે પાર, પત્થરને નાવે તે કેમ કરી
ઉતરે પાર.
જેનો લોભ ગયોરે ના લગાર, પત્થરને નાવે તે કેમ કરી
ઉતરે પાર.

ધનને દોલતમાં જેનો જીવ ભરાણોરે
તેનો લોભનો થયો સરદારરે—પત્થરને
માળા ફેરવે પણ મોહમાં રાજી
એનો એળે ગયોરે અવતાર—પત્થરને
જોગી બન્યા પણ ભોગી રહ્યારે ભાઇ
ઘરમાં રાખે જે બે ચાર નારરે—પત્થરને
ઠગ ભગતનું નવ ઠેકાણું લાગેરે
સંતેર ચરણે કહેરે, દાસ સતારરે—પત્થરને

## રાગ બીહાગ—ગઝલ ૪૨.

કહે શ્રી રામ લક્ષ્મણુકો તુજે કીસને બુલાયા હે
અકેલી છોડકર સીતા યહાં પર કયું તું આયા હે—
કહે લક્ષ્મણુ સીયાવરકો મુઝે સીતાને યહાં ભેજા હે
નહી માલૂમ યા રાવણુને યે ફંદા મચાયા હે—
જલાકર ખાકકર લંકા જગાયા બારવો બંકા
ઉતારા હીર રાવણુકા ઉસે બંદર બનાયા હે—
ગીતાસે આયે છુડવાકર વતનસે હાથ છુડવાયા
કહું કયા ભાઈ લક્ષ્મણુજી બહુત અબ તો સતાયા હે—
મહા પાપી વો રાવણુને ગગન પર ચોકડી બાંધી
મેરી સીતાકો લેજાકર મેરે મનકો દુખાયા હે—

### રાગ—આશાવરી ૪૩.

હરીરસ ઐસો હે મેરે ભાઇ જીસકે પીનેસે મગન હો
જાઈ (૨)
પ્રેમરસ ઐસો હે મેરે ભાઇ મીઠારે મીઠા સબ કોઇ
પીએરે, કડવા પીએ નહી કોઈ—હરીરસ
કડવા પ્યાલા એતો વોહી પીવે, જીસકે ધડપર શીશ ન
હોઇ—હરી
મીસરી વેરાણી રેતીમેરે, કુંજરસ ચુની નવ જાય

ઉસકે ચુગને ચુગને વાલે વોહી હે ભાઈ જો કીડીરે
બનકર ખાય—હરી

ઉગ્યા સો નર આથમ્યારે, જનમ્યા સો મર જાય
એક અચંબા એસા દેખા ભાઇ, મુવે બાલકો ખાય—
હરીરસ

પહેલા પ્યાલા ગુરૂજીને પીયા, ઓર પીયા રોહીદાસ
પીકે કબીરા છક રહારે ઓર પીવનકી આશા—હરીરસ

## રાગ—પીલુ ૪૪.

રંગ્યો જોગી કપડા તેરો મનના રંગાયો
મનના રંગાયો જોગી મનના રંગાયો—રંગ્યો
સબ સુખ છોડકર જોગી બગીચેમે બેઠે,
કાયાકો જલાકર જોગી પૂજે પથરારે—રંગ્યો
અંગે ભભૂત જોગી આસન મૃગછાલા
કાયાકો જલાકર જોગી બન્યા નુગરારે—રંગ્યો
શીશ પર જટારે જોગી કાનોમેં મુદ્રા
દાઢીકો બઢાકર જોગી બના બકરારે—રંગ્યો
કહત કબીરા સુનો ભાઈ સાધુ, સાહેબ મીલે તો તેરા
છુટે ઝગડારે—રંગ્યો

## રાગ—પીલુ ગઝલ ૪૫.

સફર સોહા કરેલ મુસાફીર, વહી વતનકો જાના
પડેગા—સફર

જો પુન્ય દાન કરના હોય સો કરલો, વહાં સંગ
આનેકા સમાન ભરલો,

પહોંચોગે જબકે વતનકો અપને ફીર નહિ યહાં
આને પડેગા—સફર

જો પુન્ય તુમને યહાં કરે હૈ, વોહી તેરે સંગ ચલેંગે
યે મહેલ માલીયા બાગબગીચા, સબીકો છોડકર
જાના પડેગા—સફર

સબી વહીહે સ્વર્ગકા સાથી, વહિ તુમારે રહે સંગાથી
યેહ માતાપિતા કુટુંબ કબીલા, સબકો છોડકર
જાના પડેગા—સફર

પીર પયગંબર દેવ દેવતા, યહાંસે વહાં ચલ બસેહે
તેરાભી જાનેકા હોવેગા એકાદના, માલિકકો મુંહ
દિખાના પડેગા—સફર

કહે અબદુલ સતાર માલિકકે બંદે, કરો પુન્ય
ઓર ભકિત ધંર

નહિ વહાં ફીર પડેગા ફંદા, ફીર તુમે પછતાના
પડેગા—સફ

## રાગ સોરઠ—ગઝલ ૪૬.

અય મસીહા તેરી કુછ મુઝ પર નજર હેકે નહિ—મુઝપે
મુજ બિચારેકા તેરે દરપે, ગુજર હે કે નહિ—અય
મય તો મરતા હું કામે દુરી મેં તેરી પ્યારે,
હાય તુજકો જરા મેરી, ફીકર હે કે નહિ—અય
દર્દ દીલકી મેરે અબતો, તું દવા કર જલ્દી,
બે ખબર જરા તુજકો મેરી, ખબર હે કે નહિ—અય
હાય મરતા હું ફીર કરતા નહિ, કયા મેરા ઇલાજ,
મેરે દર્દકી દારૂ તેરે ઘર હે કે નહિ—અય
ફીર સુન કર મેરી ફરિયાદ, યું બોલા સતાર
બે સબર તુજકો જરા થોડી સબર હે કે નહિ—અય

## રાગ ભજન—ભજન ૪૭.

જગતમાં શું કીધું સત કામ, જગતમાં શું કીધુ સતકામ
રામનામ રસના નવ લીધું, શું બેસે છે દામ—જગતમાં
પરધન પરસ્ત્રી ત્યાગ ન કીધો, લાજ ગઇ થઇ,
ભોગ પર સિધ્ધી
દીનજનો પર દયા નવ કીધી, એમાં ન રીઝે રામ—જગતમાં
પરનિંદા કરવા પર પ્રીતિ, કુટુંબ કલેશી થઈ,
કરી તેં અનીતિ

મસ્ત બની મરવાની ભીતિ, મૂકી મુરખ જામ—જગતમાં
જો વિશ્વેશ્વર વીસરી જાશે, પાછળથી પસ્તાવો થાશે
ઘાણુ વાળ્યો ને ગઢ ઘેરાશે, અંતે એ પરિણામ—જગતમાં
વિવિધ પ્રકાર વિચાર કરીલે, સતગુરુ કેરા શરણુ ગૃહીલે,
મૂળશંકર વિશ્વંભર વરીલે, તરવાનો એ ઠામ—જગતમાં

## રાગ પદ—પદ ૪૮

જોબનધન પાવના દિનચારા, વાકો ગરવ કરે સો ગરવ
પશુ ચામકી બનત પનૈયા, નોબત મઢત નગારા,
નર તેરી દેહ કછુ કામ ન આવત, બલ જલે હાસી
છારા—જોબન

દશ મસ્તક જાકે બીસ ભુજા, ઔર કુટુંબ બહોત પરિવારા,
મરદ ગીરદમેં મીલ ગયા વો, લંકારા સીરદારા—જોબન

યે સંસાર ઓશકા પાણી, બીન સત ન ભોગપારા
કહંત કબીરા સુનો ભાઇ સાધું, હરીભજ ઉતરો
પારા—જોબન

## રાગ ભેરવ—ભજન ૪૯.

મોહે દેખત આવે હાંસીરે, પાણીમેં મીન પ્યાસીરે—મોહે
બ્રહ્મન હોકર પુરાણુ બાંચે તોયે ન મીટે ચોરા
સીરે—પાણી

ઘટહીંમે ઘટહીંમે જમના, ઘટ બિંદ્રાબીન કાશીરે—પાણી·
આત્મ જ્ઞાની બિના જો કોઇ, ભટકે કોઈ મથુરા
કાશીરે—પાણી
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ જનમજનમ
કેરી દાસીરે—મોરે

## રાગ ભેરવ—ભજન ૫૦.

તેરે દયાધરમ નહિ મનમે, મુખડા કયા દેખે
દરપનમેં મુખડા
જબલગ ફુલ રહે ફુલવાડી, બાસ રહે નિજ
ફુલનમેં—મુખડા
ચુહા ચંદન અબીલ અરગની, સોભત ગોરે તનમેં—મુખડા
નદીયાં ગેહરી નાવ પુરાની, ઉતર ચલે હેં સંગમેં—મુખડા
ગુરૂ મુરખ હોય સો પારલ ગાવે, નુગરા કબ
ધન દોલત હો ઘરકા પાણી, ડાલ જાયગા
છીનમેં—મુખડા
દસ દરવાજા જબ ઘેરલીયે હે, રહ ગઈ મનકી
મનમેં—મુખડા
કહત કબીરા સુનો ભાઇ સાધું, કયા લડત રહે
મનમેં—મુખડા

## રાગ આશાવરી—ભજન ૫૧

સબ દિન હોત ન એક સમાન સબ દીન હોત
એક સમાજ
એક દિન રાજા હરિશ્ચંદ્ર, ગૃહસંપત્તિ મેરૂ સમાજ
એક દિન જાય સ્વપચ ગૃહસેવત અંબર રહત સમાજ
—સબદીન
એક દિન દુલહા બનત બરાતી, ચહું દિશી ગડત નિશાન
એક દિન ડેરા હોત જંગલમેં, કર સુધે પગતાન-સબ
એક દિન સીતા રૂદન કરતહે, મહા વીપીન ઉધાન
એક દિન રામચંદ્ર મીલે દોઉ, વિચરત પુષ્પ વિમાન-સબ.
એક દિન રાજા રાય યુધિષ્ઠિર, અનુચર શ્રી ભગવાન
એક દિન દ્રોપદી નગન હોત હે, ચીર દુશાસન તાન સબ.
પ્રગટત હે પુરવકી કરણી, તજ મન સોચ અજાન
સુરદાસ ગુણ કહાં લગ બરનો, વિધિકે અંક પ્રમાણ-સબ.

## ભજન પર.

ભજન બનત નાહિ મનતો સેલાણી, મનતો સેલાણી
તેરા છયા તો
અચ્છા નીકા ભોજન ચહિયે, ઔર ઠંડા પાણી
ચાવનેકો બીડીયાં ચહિયે, ઔર પીચદાની—ભજન

ેજતો પુલોકી ચહિયે, ઓર રૂપવંતી નારી
ુત્ર તો સપુત્ર ચહિંયે, કુલકી નિશાની—ભજન
ોર ખર્ચ દ્રવ્ય ચહિયે, હીરા મોતી ખાની
હે સતારમીયાં દુનિયા, માયામેં લુભાની—ભજન

## પ્રભાતીઉં—ભજન ૫૩.

જીવડાનો જતન કરો, પ્રભુનું ભજન કરો
ેરે તમારા જીવડાને જોખમ લાગશેરે હોજી
વા કાશીની વાટેરે, જવા કાશીની વાટેરે
ેવી વસમી વાટેરે, કાળા લુટશેરે હોજી
ાથા લેજો સંગાથેરે (૨)
ેવા સ્વર્ગમાં નથી હાટવાણીઓરે-મનભોમી
ાટો નહિ ઝાલી મારેરે (૨)
ેવી રીતો તે ઓહરામાંથી ખીલશેરે-મનભોમી
ાણીડા લેજો સંગાથેરે (૨)
ેવા સ્વર્ગમાં નથી કુવા વાવડીરે-મનભોમી
ાલ્યા ધ્રુવ ને પ્રહ્લાદરે (૨)
ેમના હરખે હીડોલા હરીયે મોકલ્યારે હો-મનભુમી

## રાગ—મહાર સંકરા ભજન ૫૪

ગુરૂએ સમજાવી દીધો મને સાનમાંરે
શબ્દના મંત્ર છોડયા મારા કાનમાંરે હોજી
ભમીયો દિન ને હું રાત, દિલમાં થાયરે ઉચાટ
કપટી ભોમીયા મળીઆરે, અણુજાણુમાંરે હોજી
સતગુરૂ મળ્યા જયારે સાચા, માર્યો એવા તો તમાચા
ગુરૂ એવી લાઉં કયાંથી વાચા, ગુરૂના ઘર તોડ્યા કાચા
અને પકડીને છોડયોરે મેદાનમાંરે હોજી
પહેલાં હતો હું ચોરોનો ચાકર, અંધ થઇ ગયો હું નોકર
ગુરૂએ બનાવ્યો ઠાકર, ત્યારે વેચી ખુબ ચાકર
મારી નગરી માહલેરે ગુલતાનમાંરે હોજી
પકડી સત્યની કટાર, માર્યા ચોરોને ખુબ માર
ત્યારે થયા તાબેદાર, મારો બેડો ઉતર્યો પાર
મારા હુકમને રાખે બહુ, ધ્યાનમાંરે હોજી
ધન્ય ધન્ય ગુરૂ દીનાનાથ, તારા ગુણુની શી વાત,
તું તો દેવ સાક્ષાત, દાસ સતાર જોડે હાથ
મારી સુરતા લાગો, બ્રહ્મજ્ઞાનમાંરે હોજી

## ભજન ગરબો ૫૫.

સખી પિયુ મનાવવા કાજ, ચાલો જઇએરે
મારા રૂઠડા નાથને આજ મનાવી લઇયેરે,
સખી પિયુ વસે પરદેશ મુજને મેલીરે,
હું તો પિયુ વિનાની હાય, બની છું ઘેલીરે,
સખી નાભિ કમળથી આજ, નીકળી ચાલોરે,
ત્યાં જઇને રહીશું બેન, વસે જ્યાં વાલોરે,
સખી ત્રિવેણીનો ઘાટ, ઘણો છે મોટોરે,
નથી સૃષ્ટિમાં કોઇ એવી નદીનો જોટોરે.

## ગઝલ તાલ ધમાલ—ભજન ૫૬.

અગર હૈ પ્રેમ દર્શનકા, ભજનસે પ્રીત કર પ્યારા—ટેક
છોડકર કામ દુનિયાંકે, રોક વિષયોંસે મન અપના
જીતકર નીંદ આલસકો, રહો એકાંતમે ન્યારા-૧ અગર
બૈઠ આસન જમા કરકે, ત્યાગ મનકે બિચારોંકો
દેખ ભૃકુટીમેં અંદરસે, ચમકતા હૈ અજબ તારા— ૨
અગર
કભી બીજલી કભી ચંદા, કભી સૂરજ નજર આવે,
કભી ફીર ધ્યાનમેં ભાસે, બ્રહ્મ જોતીકા ચમકારા— ૩ અ.
મીટે સબ પાપ જન્મોકે, કટે સબ કર્મકે બંધન
વો બ્રહ્માનંદમેં હોવે લીન મન છોડ સંસારા-૪ અગર

## ગઝલ—તાલ ધમાલ ૫૭.

અગર હૈ પ્રેમ મીલનેકા, તો દુનીયાંસે કયું શરમાવે-ટેક

પિતા પ્રહ્લાદકો મારા, નામ હરિકા ન છોડા હૈ
પ્રભુ રક્ષા કરે જીનકી, તો મનમેં કૌન ડર પાવે-૧
અગર ૧

ચલા બનમેં તપસ્યાકો, મના ધ્રુવકો કીયા રાજા
લગન જીસકો લગી પૂર્ણ, ઉસે ફીર કૌન અટકાવે-૨
અગર

સભાકે બીચ દ્રોપદીને, પુકારા નામ મહાદેવકા,
ભરોસા હૈ જીસે હરીકા, કયોં દૂજેકી શરણુ જાવે-૩
અગર

સદા સતસંગમેં જાકર, કરો હરિકા ભજન પ્યારે
વો બ્રહ્માનંદ જાતા હૈ, વક્ત ફીર હાથ ના આવે-૪ અ.

## ગઝલ—તાલ ધમાલ ૫૮.

કૃષ્ણુ ઘર નંદકે આયે, સિતારા હો તો ઐસા હો
કરે સબ પ્રેમસે દર્શન, દુલારા હો તો ઐસા હો-ટેક

બકાસુરકો મસલ ડારા, પૂતના જાનસે મારી
કંસકો કેશસે ખેંચા, ખિલારા હો તો ઐસાહો —૧

કુદ પાનીકે અંદરસે, નાગકો નાથ કર લાયે
ચરણ ફણફણપે ધર ધરકે, નચારા હો તો ઐસા હો-૨
નીર જમુનાકે જાકરકે, બજાઈ બસરી મોહન
ચલી ઘર છોડ બ્રીજનારી, પિયારા હો તો ઐસા હો-૩
રચાઇ રાસ કુંજનમેં, મનોહર રૂપ બનકરકે
દેવ દર્શનકો ચલે આયે, હિદારા હો તો ઐસા હો-૪
ગયે જમ છોડ ગોકુલકો, નહિ ફીર લોટ કર આયે
સખી રોતી રહી બનમેં, કિનારા હો તો ઐસા હો-૫
પૂરી દ્વારામતી જાકર, મહલ સોનેકે બનવાયે
હજારો રાનીયાં બ્યાંહી, પસારા હો તો ઐસા હો-૭
ઉતારા ભાર ભુમિકા, ાસધ યે ધામ અપનેકો
વો બ્રહ્માનંદ દુનિયાંસે, ાનયારા હો તો ઐસા હો-૮

## ગઝલ—તાલ ધમાલ ૫૯.

મહાશિવ સર્વ વરદાતા, દિગંબર હો તો ઐસાહો
હરે સબ દુઃખ ભક્તનકે, દયા કર હો તો ઐસાહો-ટેક
શિખર કૈલાસકે ઉપર, કલ્પતરૂ વોકી છાંયામેં
રમે નીત સંગ ગીરીજાકે, રમણ ઘર હો તો ઐસાહો-૧
શીશ પર ગંગકી ધારા, સુહાવે ભાલમેં લોચન
કલા મસ્તકમેં ચંદરકી, મનોહર હો તો અસાહો-૨

ભયંકર ઝેહર જબ નીકલા, ક્ષીર સાગરકે મંથનસે
ધરા સબ કંઠમે પીકર, વિષધર હો તો ઐસાહો–૩
સિરોંકી કાટકર અપને, કિયા જબ હોમ રાવણને
દીયા સબ રાજ દુનિયાંકા, દિલાવર હો તો એસાહો–૪
કીયા નંદીને જાગનમેં, કઠિન તપ કાલકે ડરસે
બનાયા ખાસ ગણુ અપના, અમરકર હો તો એસાહો–૫
બનાયે બીચ સાગરમેં, તીન પૂર દૈત્ય સેનાને
ઉડાયે એ કહી શરસે ત્રિપૂર હર હો તો એસાહો–૬
દક્ષકે યજ્ઞમેં જાકર, તજી જબ દેહ ગીરીજાને
કીયા સબ ભસ્મ પલભરમેં ભયંકર હો તો ઐસાહો–૭
દેવ નર દૈત્ય ગણુ સારે, જપે નિત નામ શંકરકા,
વો બ્રહ્માનંદ દુનિયામેં, ઉજાગર હો તો ઐસાહો–૮

## ગઝલ—તાલ ધમાલ ૬૦

પિલાદે પ્રેમકા પ્યાલા પ્રભુ દર્શન પિયાસી હું–ટેક
છોડકર ભોગ દુનિયાંકે યોગકે પંથમેં આઈ
તેરે દીદારકે કારણુ ફીરૂં બનમન ઉદાસી હું ૧
ન જાનું ધ્યાનકા ધરના ન કરના જ્ઞાન ચરચાકા
નહિ તપ યોગ હૈ કેવલ તેરે ચરણોંકી દાસીનું ૨

ન દેખો દોષકો મેરે, દયા કી ફેર દ્રષ્ટિકો
ન દુજા આસરા મુજકો તેરે દરકી નિવાસી હું ૩
કોઈ વૈકુંઠ બતલાવે, કોઈ કૈલાસ પર્વતકો
વો બ્રહ્માનંદ ઘટઘટમે રૂપકી મેં બિલાસી હું ૪

### ગઝલ—તાલ ધમાલ ૬૧.

મુજે હે કોમ ઇશ્વરસે, જગત રૂઠે તો રૂઠન દે—ટેક.
કુટુંબ પરિવાર સુતદારા, માલ ધન લાજ લોકેનકી
હરિકે ભજન કરનેમેં, અગર છુટે તો છુટન દે—૧
બેઠ સંગતમેં સંતનકી, કરૂં કલ્યાણ મેં અપના
લોક દુનિયાંકે ભોગોંમેં, મૌજ લૂટે તો લૂટન દે—૨
પ્રભુકે ધ્યાન કરનેંકી, લગી દીલમેં લગન મેરે
પ્રીત સંસાર વિષયોંસેં, અગર તૂટે તો તુટન દે—૩
ધરી શીર પાપકી મટકી, મેરે ગુરૂ દેવને ઝટકી
વો બ્રહ્માનંદને પટકી, અગર ફુટે તો ફુટન દે—૪

### ગઝલ—તાલ ૬૨.

ક્યોં ભૂલીયા દિવાના, દુનિયાંમેં સાર નાહી
દિન ચારકા તમાશા, આખિર કરાર નાહિ--ટેક

રાજા વજીર રાણી પંડિત સુબીર જ્ઞાની
સબ હો ગયે હૈ ફાની, જીનકા શુમાર નાહી ૧
સુરજ વા ચાંદ તારે, સાગર પહાડ ભારે
હોવેંગે નાશ સારે, તનકા આધાર નાહી ૨
દુનિયાંસે હોય ન્યારા, સતસંગ કર પિયાસ
સુન જ્ઞાનકા બિચારા નરજન્મ હાર નાહિ ૩
ભવસિંધુ નીર ભારી, હરિનામ પાર તારી
બ્રહ્માનંદ મોક્ષ કારી, દીલસે બિસાર નાહી ૪

ગઝલ—તાલ ૬૩.

ગાફીલ તું શોચ મનમેં, હરિનામ કયો બિસારા
સુનતા નહી બજે હૈ, શીર કાલકા નગારા—ટેક
જોબન ભરી હે નારી, દીલકો લગે પિયારી
જબ મૌતકી તિયારી, તુજસે કરે કિનારા ૧
ઘર માલ ધન ખજાના, સંગમેં કોઈ ન જાના
કયોં દેખકે લુભાના, સબ જુઠ હૈ પસારા ૨
સુંદર હે દેહ તેરી, હોવે ભસમકી ઢેરી
પલકી લગે ન દેરી, બિરથા કરે બિરાસ ૩
માયાકે જાલમાંહી, મૂરખ રહા ફસાઈ
બ્રહ્માનંદ મોક્ષ પાઈ, હરીચરણુકો સહારા ૪

## ગઝલ—તાલ ૬૪.

ઇશ્વરકો જાન બંદે, માલિક તેરા વહી હૈ
કરલે તું યાદ દીલસે, હરજામેં વો સહી હૈં—ટેક
ભૂમિ અગન પવનને સાગર પહાડ બનમેં
ઉસકી સભી ભુવનમેં, છાયા સમા રહી હૈં ૧
ઉસમેં તુજે બનાયા, જગ ખેલ હૈ દિખાયા
તું કયોં ફીરે ભુલાયા, ઉમરા બીતા રહી હૈં ૨
વિષયોંકી છોડ આશા, સબ જુઠ હૈ તમાશા
દિન ચારકા દિલાસા, માયા ફસા રહિ હૈ ૩
દુનિયાંસે દિલ હટાલે, પ્રભુ ધ્યાનમેં લગાલે
બ્રહ્માનંદ મોક્ષ પાલે, તનકા પતા નહિ હૈ ૪

## ગઝલ—તાલ ૬૫.

કયા સો રહા મુસાફીર, બીતી હૈ રેન સારી
અબ જાગકે ચલનકી, કરલે સભી તિયારી—ટેક
તુજકો હે દૂર જાના, નહિ પાસમેં સમાના
આગે નહિ ઠીકાના, હોવે બડી ખુવારી ૧
પુંજી સભી ગવાઈ, કુછ ના કરી કમાઇ,
કયા લે વતનમેં જાઇ, કરજા કીયા હૈ ભારી ૨

વશમેં ઠગોંકા આયા, દ્રઢ જાલમેં ફસાયા
પરદેશ દીલ રમાયા, ઘરકી સુધી બિસારી ૩

ઉઠ ચલ ન દેર કીજે, સંગમેં સમાન લીજે
બ્રહ્માનંદ કાલ છીજે, મત નિંદ કર પિયારી ૪

## ગઝલ—તાલ ૬૬.

દીલ લે લીયા હૈ મેરા વો નંદકે દુલારે
પનિયા ભરન ગઇથી, જમના નદી કિનારે—ટેક

શિરપે મુકુટ જડાથા, કાનોમેં કુંડલ પડાથા
પનઘટ નિકટ ખડાથા, કર પ્રેમકે ઇસારે ૧

ગલેબીચ ફુલમાલા, લોચન પરમ રસાલા
કટિ મેખલા વિશાલા, તનપીત વસન ધારે ૨

બંસી અધર લગાઇ, મધુરી ધુની સુનાઈ
તનકી ખબર ભુલાઇ, ઘર કાજ સબબિસારે ૩

સુંદર છબી મોહનકી, દિલમેં બસી સોહનકી
બ્રહ્માનંદ મેરે મનકી, આશા પુરનહારે ૪

## ગઝલ—કવાલી ૬૭.

ધ્યાનકા વેદા કરકે સજન તુને, ધ્યાનમે લગાના છોડ
દીયા—ટેક

શીશ તલે પગ ઉપરથે, જબ માતકે પેટમેં લેટ રહ્યા,
તબ ઇશ્વરસે ઇકિરાર કીયા, તને ભુલકે વો સબ તોડ
દીયા—૧

દેખ લુભાય ગયા જગકી, રચના સબ સુંદર સાજબની,
ઉસ સર્જનહાર કી સાર નહિ, તને ભોગનમેં મન જોડ
દીયા—૨

ઘર કાજન બીચ ફસાય રહા, દિનરાન ન મૌતકી યાદ રહી,
ઉમ્ર સબ બીતત જાય ચલી, તુને કયું પ્રભુસે મન મોડ
દીયા—૩

બારહી બાર ફીરા જગભીતર, જીવનકી સબ જુનનમેં
બ્રહ્માનંદ ભજા ભગવંત નહિ, ભવસાગરમેં શીર બોડ
દીયા—૪

## ગઝલ—કવાલી ૬૮

જાગ મુસાફીર દેખ જરા, વોતો કુચકી નોબત બાજ રહી
—ટેક.

સોવત સોવત બીત ગઇસબ, રાત તુજે પરભાત ભઈ,
સબ સંગકે સાથી તો લાદગયે, તેરે નૈનન નિંદ વિરાજ
રહી—૧

કોઈ આજ ગયા કોઇ કાલ ગયા, કોઈ જાત્રનકાજ તિયાર
ખડા,
નહિ કાયમ કોઇ મુકામ યહાં, ચિરકાલસે યેહી વિરાજ
રહી—૨

ઈસ દેશમેં ચોરચકોર ઘને, નિજ માલકી રાખ સંભાલ સદા
બહુને હુશિયાર લુટાય ગયે, નહિ કોઇકી સાબત લાજ
રહી—૩

અમતો તજ આલસકો મનસે, કર સંગ સમાન તિયાર સખી
બ્રહ્માનંદ ન દેર લગાય જરા, બિજલી શિર ઉપર ગાજ
રહી—૪

## ગઝલ—કવાલી ૬૯

પ્રીતકી રીત ન જાને સખી, વોતો નંદકો બાલક સાવરીયા
—ટેક.

જમુના જાયકે ગાય ચરાય, બજાયકે બંસરી ગાવત હૈ
સખીયાં સંગ કેલી કલ્લોલ કરે, દધિ લૂટત ખેલત ફાગરીયા
—૧

સંગ લેકર ગ્વાલન બાલ ઘને મગ રોકત હૈ બ્રજ નારીનકો
તનસે ચુનરી પટકો ઝટકે, શિરસે પટકે જલ ગગરીયા—૨

બિંદ્રાવનકી ઘન કુંજનમેં, મિત્ર ગોપિનકે સંગ રાસ કરે,
પગ નૂપરકી ધુન ગાજ રહી, નિત નાચત હૈ નટ નાગરીયા
—૩

નિજ ભક્તનકે હિતકાર પ્રભુ બ્રજ મંડલ બીચ બિહાર કરે,
બ્રહ્માનંદ ન રૂપકો જાન સકે બહુ બાત બનાવત બાવરીયા
—૪

## બરહંસ તાલ ધમાલ ૭૦

નાથ કૈસે દ્રુપતીકે ચીર બઢાયે, જાકો દેખ સખી બિસમાયે
—ટેક નાથ.

કૌરવપાંડવ મીલઆ પુસમેં, જુવા ખેલ રચાયે,
ડાર કપટકા પાસા શકુનિ, પાંડવ રાજ્ય હરાયે—નાથ ૧
દ્રોપદ સુતાકો બીચ સભામેં, નગન કરણકો લાયે,
દ્વારકાનાથ લાજ રખ મેરી, તુમબીન કૌન સહાયે-નાથ ૨
દુઃશાસનને પકડ કેશસેં, ચીર બદનસે હયચે,
ખેંચત ખેંચત અંત ન આયો, અંબર ઢેર લગાયે-નાથ ૩
ભિષ્મ દ્રોણ કર્ણ દુર્યોધન, સબ મનમેં શરમાયે,
બ્રહ્માનંદ જીનકે હરિપાલક, તિનકો કૌન દુખાયે-નાથ ૪

---

## લાવણી મરળ ૭૧

નારાયણકા નામ સદા નર દીલ અંદર લાના ચહીયે,
માનુષ તન હે દુર્લભ જગમેં, ઈસકા ફલ પાના ચડીયે,
દુર્જન સંગ નરકકા મારગ, ઉસમે દુર જાના ચહિયે,
સતસંગતમેં બેઠ હંમેશા, હરિકે ગુણ ગાના ચહિયે-૧

ધર્મ કમાઈ કરકે અપને, દાથોંકી ખાના ચહિયે,
દુખીહીન જન દેખ દયા કરકે કુછ દિલવાના ચહિયે,
પરનારીકો અપની માતાકે, સમાન જાના ચહિયે.
સબ જીવનકે સુખ દુખ અપને તન જસે માના ચહિયે-૨

જૂઠ કપટકા બાત સદા કહનેમેં શરમાના ચહિયે,
સત્ય બોલનેકી આદતકો, મનમેં અટકાના ચહિયે,
તાશ ગંજીફા ખેલ તમાસા સબકો છીટકાના ચહિયે,
કથા પુરાણ સંતસંગતમેં, દિલકો બહલાના ચહિયે-૩

માતપિતા અરૂ ગુરૂકી આજ્ઞા, સદા બજલાના ચહિયે,
કરે જો નર ઉપકાર સદા, ઉસકા ગુણ સુમરાના ચહિયે
કામ શુરૂ જો કીયા હોય શુભ, જલદી નિપટાના ચહિયે
બુરે કામકા હોય બિચાર તો, મનમેં લટકાના ચહિયે-૪

પાપ કર્મ હોજાય સદા ફીર દીલમેં પસ્તાના ચહિયે
કરકે પુણ્યકા કામ નામ ઉસકા ફીર બિસરા ના ચહિયે

વિદ્યા અરૂ શુભગુણકે ખાતર, ધનકો ખરચાના ચહિયે
નાચરંગ અરૂ પાન ભોગમેં દિલકો સકુચાના ચહિયે-૫
અન્નદાન સમ દાનન દુજા, ઉસકો વરતાનાં ચહિયે
સદા સુપાતર અરૂ દુખિયોંકો, ભોજન કરવાના ચહિયે
પશુ પક્ષી સબ જીવજંતુકો, સુખ નિત પહુંચાના ચહિયે
ઘટઘટમેં ઇશ્વર વ્યાપક હૈ, એક રૂપ માના ચહિયે-૬
અપની જો નર કરે બુરાઇ, ઉસકો સહજાના ચહિયે
કાલ ખડાહે શિરકે ઉપર, મનમેં ડર પાના ચહિયે
પર ઉપકાર સદા કરનેકો, મનમેં હરષાના ચહિયે
સબસે મીલ જુલકે દુનિયાંમે ઉમરા ગુજરાના ચહિયે-૭
નિત ઉઠકે પરભાત સમેમેં, ઈશ્વરકો ધ્યાના ચહિયે
ભોગ વિલાસ છોડ દુનિયાંકે, મનકો દહરાના ચહિયે
જ્ઞાન સીખ સતગુરૂસે રૂપ અપનેકો પાના ચહિયે
બ્રહ્માનંદમે લીન હોય ભવસાગર તરજાના ચહિયે-૮

## (ઝીંઝોટી ઠુમરી તાલ ૩) ૭૨

મિલાદો સખી શામ સુંદર મોહે આજ—ટેક
રાત દિવસ મોહે ચૈન ન આવે, ભૂલ ગયે સબકાજ-૧
ખાનપાન પહરન ન સુહાવે, બિન દેખે વ્રજરાજ-૨

જોગન બનકર બનબન ઢુંઢું, છોડ જગતકી લાજ-૩
બ્રહ્માનંદ બિન હરિદર્શન, બિરથા સાજ સમાજ-૪

(ઝીંઝોટી ઠુમરી તાલ ૩)

ભજન બિન બીરથા જનમ ગયો-ટેક.
બાલપણો સબ ખેલ ગમાયો, જોબન કામબહ્યો-૧
બુઢ્ઢા રોગ ગ્રસી સબકાયા, પરવશ આપ ભયો-૨
જપતપ તીરથ દાન ન કીનો, ના હરિનામ લીયો-૩
બ્રહ્માનંદ વિના પ્રભુ સુમરણ, જાકર નરક પર્યો-૪

(રાગ પહાડી તાલ કેરવા—શામ ઝુલે એ રાહ) ૭૩

મુજે દીજે દરશ ગીરધારીરે.........................ટેક.
શીશકિરીટ ગલે બનમાલા. કુંડલકી છબી ન્યારીરે-મુઝે૧
ચતુરભુજા પીતાંબર સોહે, નૂપુરધુન સુખકારીરે-૨
શંખ ચક્ર કર પદ્મ બિરાજે, મંદહસન અતિ પ્યારીરે-૩
બ્રહ્માનંદ દયા કર દીજે, પૂરણ આશ હમારીરે-૪

(રાગ ઉપલો)—૭૪

મત સોના મુસાફીર નીંદ ભરી...................ટેક.
તુમ પરદેશી ભુલ પડે હો, યહ સબ ચોરનકી નગરી
મત-૧

પલપલ છીનછીન તાક લગાવે, ચંપતમાલ ચુકાનજરી-૨
લોક લુટાય ગયે બહુ તેરે, બિરલા જાય બચા ગઠરી-૩
બ્રહ્માનંદ કરો અબ ત્યારી, રૈન બિતાય ગઈ સગરી-૪

## ભજન રાગ ભૈરવી—પદ ૭૫

ઉધ મનકી મનમે રહી—ઉધ
ગોકુળને જબ મથુરા પધારે કુંજન આગ દઈ-ઉધ
પતિત અક્રુર કહાંતે આએ દુઃખ પર દાગ દઈ ઉધ
તન તોલા ભરના રહી ઉધ જલગત ભ મ ભઈ-ઉધ
હુમારી અંખીયા ભરી ભરી આવે ઉલટી ગંગા વહી-ઉધ

## રાગ—ભજન ૭૬

કાનુડો શું જાણે મારી પ્રીત બાઈ અમે બાળકુંવારારે
જળરે જમુનાના અમે ભરવા ગયા તારે કાનુડે આવીને
છાંટયા નીર છાંટયા છરરરરરરે—કા.
શેરીએને શેરીએ અમે રમતાને ભમતાંરે કાનુડે આવીને
ખેંચ્યાં ચીર ફાંટયા ચરરરરરરે—કા.
ચંદરાતે વનમાં વ્હાલે રાસ રમાડયારે કાનુડે તાણી માર્યો
તીર વાગ્યા અરરરરરરે—કા.

## ભજન—૭૭

કાયા કારણ ભેખજ લીધો મેં તો રાણાજી કાયા કારણ
ભેખજ લીધો

રમતો ભમતો જોગી આવ્યો આંગણીયે દાસી જાણીને દર
શન દીધો—રા.

ગીરધર વિના મુને ઘડીએ ન ચાલે હરીરસ ગોળી ગોળી
પીધોરે—રા.

આરે કામણ મારે કહાનુડે કીધા કંઠા પહેરીને નેડા
લીધોરે—રા.

બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ જંગલમાં હે ડેરો
દીધોરે—રા.

## ભજન રાગ—પદ ૭૮

ચંચળ લક્ષ્મીનાં સાળારે જનમુખં પુલી મરનારા
કાળા ધોળા કરનારારે આંતે ખત્તા ખાનારા—ચંચળ

જયમ વરસાની વીજળી ચળચળ કરે ચમકાર
આજ મળ્યું ધન કાલે જાસે આંખ ચોળી રહેનારરે ચંચળ

મોટા મોટા નર મરી ગયા ત્યારે ગયું ન કાંઇ સાથ
જુઠો મહશો બાળવો તમે જશો ખાલી હાથરે— ચંચળ

## કબીરભજન રાગ ભૈરવી ૭૯

જનમ સબ ખોયો ખટપટ મેં પ્રભુકો ન રટ્યો અપને
દીલમે

કહત કબીરા સુનો ભાઈ સાધુ પ્રભુ બસે અપને મનમેં

## કબીર ભજન રાગ—પદ ૮૦

તુંહી રામ તુંહી રામ તુંહી રામ તેરા ચરખો બોલે
રામનામ

બીજ તુંહીરે નીજ તુંહી રામ તુંહી

ચરખો મારો અજબ રંગીલો પુણીઓ લાલ ગુલાલ

કાન્તેવાલી છેલ છબીલી આકાશના ખોર અરજી
સુણજો મારીરે

રૂ પીંજાવા હું તુંમ પીંજો પીંજારાભાઇ

પીંજન પીંજોરા કોઇ ખાગઈ કાઇ દાશ ગુરૂ સંકેત બતાઈ

જળ ઉપર જળ નીપજેરે જળમાં કીધો પાસ

એક અચંબો બે સુણ્યો કાંઈ બેટા જનમ્યો બાપ

બેટી પુછે બાપ કું તું અજાણ્યો વરલાવ

અજાણ્યો વર ના મળે તો તારે મારે ઘરબાર

મા તારે મરજો પિતારે મરજો ઘર ભરથાર

એક ન મરજો સુતારીઓ મારા ચરખાનો ઘડનાર
રામદાસનો ભણે કબીરો આ ચરખો કેવાય
આ ચરખાને જે કોઈ ફેરવે તેનો જનમ મરણ
મટી જાય.

## કબીર ભજન—૮૧

### રાગ ભજન પદ

તેરે શીરપર શ્રી ભગવાન ઉદાસી મનવા કાહે કો ભયો
કયો રે મનવા ડગમગ ડોલે ધીરજ કયો ન ધરે
તેરે શીરપર રામધણી હે ભટકટ કાહેકો ફરે—ઉદાસી
હલન ચલનકો પગયા તેરા હરી સેવનકો હાથ
હરી ભજનેકા મુખડા તેરા હરી દરસકો આંખ—ઉદાસી
કહે કબીરા સુન ભાઈ સાધુ યે પદ હે નીરવાણુ
એ પદકી કોઇ નીંદા કરે તો વાંકો કોન
પીછાના—ઉદાસી

## રાગ—ભજન ૮૨.

દીનકો દયાળ છાંડ કવન શરણુ જાઉં
એક નામ નિરંકાર સોહી ફળપાઉં—દીનકો
જાકે મુખ રામ નામ સોહીધર સાચા
રાન નામકો પ્રતાપ ત્રિભુવનસે ઉંચા—દીનકો

તુંહીરામ કહી કૃષ્ણ તુંહી ગુરૂ દેવા
ભગ્તનકી લાજ રાખો એહી માનું સેવા—દીનકો
તુંહી ગરીબ નવાજ મૈં ગરીબ તેરા
એકબાર કહો દયાળ તુળશીદાસ મેરા—દાનકો

રાગ ભજન ૮૩.

દુરમતીશે નથી દેખાતો ચેત ચેત નાદાન
દીન દશા પાંચ મુકામ છે ભાવે ભજ ભગવાન
આ જગમાં સાચો કોઈ ન સાથી એક પ્રભુજી
સુખદાઇ છે (૩)
દુર સ્વાર્થનો સહુ સંબંધ ધરતા જગની જુડી ઠગાઈ છે
તન ધન જોબન કનક કામની મૃગજળ માયા છાઇ છે
અંત વખત કોઇ કામ ન આવે સાચી પ્રભુની સગાઇ છે
અમીર ગયા ઉમરાવ ગયા સહુને મનની માનમાં
સમાઇ છે
સત્ય વાત શાણા નર સમજો સાચી પુન્ય કમાઇ છે

રાગ—ભજન તાલ દીપચંદી ૮૪.

દેખોરી એક બાલા જોગી દ્વાર અમારે આયો હેરી
આસન મારે આંગન બીચ બૈઠો વ હનો મોતીનમાં
ગભરાવે—હેરી
ભિક્ષા દેતા નહિ લેતા વહ બાર બરસકા માંગે
જોમનવા—ખો દે

## રાગ—ઠુમરી ૮૫.

નાથ તુમ જાન નહો સબ ઘટકી મીરાં ભક્તિ કરે પ્રગટકી
નાથ તુમ જાન ન હો સબઘટકી મીરાં ભક્તિ કરે
પ્રગટકી
ધ્યાન ધરી મીરાં મનમેં સંભારે પુજા કરે અટપટકી
શાલીગ્રામકુ ચંદન ચડાવત ભાલ તીલક બિંદુ અટકી
રામ મંદીરમેં મીરાં તાલ પડે જેસે ચટકી
પાંઉમે ને પુર રૂમઝુમ નાચે લાજ સંભારે કુંઘટકી
ઝેરના કટોરા રાણા જીએ મોકલ્યા સાધુ સંગત મીરાં
ચટકી
લે ચરણામૃત પીયો હોગઇ અમૃતકી લટકી

## રાગ—ભજન પદ ૮૬

નારાયણકો નામ જીયરા જપો, તન મનસે નારાયણકો નામ
નામ હીસે કે તે જન તીરીયા સોહી આતમ અભિરામ—
જીયરા
પ્રીત કરી વાંકો પાર ઉતારે સોચીત રાખો શ્યામ—
જીયરા
તીન લોકકો હય તારન સોઇ હમારો ધનશામ-જીયરા

નામકી મહીમા અગમ અપારા સુખ સાગર સુખ ધામ—
જીયરા

કરડો જોડ કહે દલપતસીંહ વિશ્વપતી દેવીસરામ–જીયરા

## રાગ ભજન—પદ ૮૭

નાથ કેસે બંધકો જગ છોડાગે પ્રભુ એહી અચરજ મોહે
આવે–નાથ

ગજ ઓર ગ્રાહ લડત જલભીતર લડત લડત ગજ હાર્યો
જવ ભર સુંઢ રહી જલ ઉપર તબ હરી નામ પુકાયો
–નાથ

સબરીકે બોર સુદામા કે તાંદુલ રૂચી રૂચી ભોગ લગાયો
દુર્યોધનકો મેવો ત્યાગી ભાજી વિદુર ઘર પાયો–નાથ
પેડપા બાગ કાળી નાગ નાથીઓ ફણુપર નૃત્ય કરાયો
ગીરી ગોવરધન કર પરધાર્યો નંદ ઘરલાલ કહાયો–નાથ
અગા સુર માર્યો બગાસુર માર્યો દાવા નળ પાન કરાયો
સ્થંભ ફોડ હરણ્યા કશ્યપ માર્યો નરસંગ નામ ધરાયો–
નાથ

અજમલ ગજ ગુણિકા તારી દ્રૌપદીકો ચીર પુરાયો
પયપાન કરત પુત ના મારી કુબજાકે રૂપ બનાયો–નાથ

ખોલ કોટડી પ્યાદલ ધાયો ગરૂડકો નહી બોલાયો
છુટો નહિ રાધાજીકો કંગન ઓ બલ કયાંરે ગુમાયો–
નાથ
જોગી જીનકો ધ્યાન ધરત હે ધ્યાન ધરત નહીં આયો
સુરદાસ પ્રભુ તુમરે મીલનકુજ શોદા કીધે ન ચરાયો નાથ

## ભજનો મૃત ૮૮

બલીહારી રસીઆ ગીરધારી સુંદર શ્યામહો તજી અમને
મથુરાના વાસી આવા નવ બનીયેજી
વાંસલડી વાગે વ્હાલા ભણકારા વાગે તે વ્રજવાતૃ લાગે
ખારી
સુંદર શ્યામ હોતજી અમને મથુરાના વાસી આવા નવ
બનીએ હોજી
જમનાનો કાંઠો વ્હાલા ખાવાને દોડોને અકળાવી દે છે
મુને ભારી—સું.
વૃંદાવન કેરી શોભા તમવીણુ અમને તો નવ લાગે હવે
સારી— સું.
ગોવરધન તોળ્યો વ્હાલા ટચલી આગળીને અમપર ઢોલ્યો
ગીરધારી—સું.

.રાંબાઇ કહે પ્રભુ ગીરધરના ગુણુ શુદ્ધ પ્રભુ લેજો મ્હારી
:ર શ્યામ હો તજી અમને મથુરાના વાસી આવા ન
બનીએજી

## રાગ ઝીંઝોટી ૮૯

ડવ કોણુ કુમત તોએ લાગી દીનાનાથ જપોરે ભાગી
—પાંડવ

ચોકી વેધ કચ્યુ ધરમ ન કહીએ સધર્મકી કહીએ ભાઈ
—પાંડવ

ઞડે મુનીવર મીલ કર બૈઠે ઇઆમે કોણુ કસાએ
—પાંડવ

રોઈ વેદ તુમ જપ જપ જાચો તો કયું કર ઉતરેગા
પારરે—પાંડવ

નહી નામકો મર્મ ન જાચો તો કયું કર ઉતરેગા
પારરે—પાંડવ

; પઢ પોથી ભવન જો ભરાયો અંતર ભેટ ન પાયા
—પાંડવ

ડત કબીરા સુનભાઇ સાધુ દુનીઆ ધંધે લગાયા
— પાંડવ

## ભજન રાગ હોરી ૯૦

બ્રજમે હોરી ધુમ મચાઇ ગોપી સરવે દેખન આઇ
ઈતાસે આઈ નવલ શકીકા ઉતસે કુંવર કનાઇ
હીલમીલ ફાગ ખેલે પરસ્પર શોભાબરની નહી જાઈ
નંદઘર બાજ બંધાઇ

રાધે સાન કરે સખી અનહુ જુઠ જુઠ ઉઠવાઈ
પકરો પકરો મનમો હુનસે સબસંપ કરો ધાઇ
લાલેકુ નાચ નચાઈ

તાલ પખાજ વેણા વાજીંત્ર વાજે મંજીરા સરણાઇ
ઉડત ગુલાલ લાલ ભયે બાદલ સઘળી વ્રજ સોહાઇ
માનુબાગ વાજરાઇ

મુગટ પીતાંબર છીન લીયો શીરપર ચુંડદી હોડાઈ
નેનુ જોએ નભને નુખીચ કાજળ ન કવે શર પેરાઈ
માનુની નાર બનાઈ

કહેત રાધીકા સુનહોને કૃષ્ણજી કહાં ગઇ ચતુરાઇ
ક્યાં ગયો તેરો નંદ બાવાજી કહાં ગઇ તેરી જશો
મતી માઇ તને કયું ન લેત છોડાઇ

ફરવા લીયા બીન જાને ન દુંગી કરો મા કોટી ઉપાઇ

લગી કઠોર કસર સબહીનકી મસ્તી નાચ નચાઈ
ઓત દીન સાંખ ઉખાઈ
મુગટ પીતાંબર દીયોને રાધીકા ફગવા લીથો મન ભાઇ
સુર કહે છબી કહાં લગી બરજુએ સુખ બે કુંઠનાઇ
કરત જન કોટી ઉપાઇ

## ભજનામૃત ૯૧

બંગલા ખુબ બના મહારાજ જયાંમે નારાયણ બોલે,
ઈસ બંગલેમે દશ દરવાજા બીચ પવનકા થંભા;
આવત જાવત કોઈ ન દેખે એહી બડા અચંબા—બંગલા
ઈસ બંગલેમે બાજા બજે બાંજે ચાંજ સમેરી,
તાલ પખાજ ઔર મૃદંગ બાજે રાગછ તીસે ગાવે—બંગલા
હાડ ચામકી દેહ બનાઈ તામે નાડીકા કોટ
બાજીગરને ખેલ મચાયા રંગ ખુબ ચઢડાયા—બંગલા
પાંચ પચીસકે પાતર નાચે મનવા તાલ બજાવે
સુરતકી નુરતકી મૃદંગ બાજે રાગ છતીશે ગાવે—બંગલા



## ભજન કોશીયા કવ્વાલી ૯૨

ભજરામ નામપ્યારે કયો બરથા જન્મ ખોયા—ભજરામ
બીસયોમે લીન હોયા હરી પ્રેમને ન રોયા
તારી હય મીરાંબાઇ ધના સુદન કસાઈ
ઉસને દયાલ હોકર કઇઓર ભીહય તારે
નીરદઇ તુને બઇ નકીની કુચ્છ કમાઈ
કજાન મુહસે બોલો ધન શાત કે જે કારે—ભજરામ

## કબીર ભજનરાગ પદ ૯૩

મન તું રાધા કૃષ્ણ બોલ તેરા કયા લગેગા મોલ
દશ પાંચ કોશ નહી ચલતા તેરા હાથ પાઉં નહી હીલતા
તેરે ગાઠશે દામ ન ખુલતા તેરે ઢીલકી ગુંઢી ખોલ—તેરા
મન તો રંગી ઘોડા-ઘોડેકો પાંચ બછેરા
તું કરતા મેરા મેરા કાયટમે કયામે હે તેરા ઘોડેકી બાંગ
મરોડ—તેરા

કર કોલ જગતમે આયા માયા કે સંગ લપટાયા
એ માયા હય જગઠગની તું ઠગની કા સંગ છોડ—તેરા
ગોવિંદ ગોવિંદ ગાઓ પ્યારે ફેર જનમ નહી પાવે
યો કહેવે દાસ કબીરા તું ભવ સાગર કો છોડ—તેરા

## કબીર ભજન રાગ—કીરતન ૯૪

મુખડા કયા દેખો દરપનમે તેરે દયા ધરમ નહી મનમે
—મુખડ.
જેસી ફુલ રહી પુલવાડી બાસ રહીત નીજ પુલમે.
એક દીન એસા હો જાયગા ખાક ઉડેગી તનમે—મુખડાં
ચુંવા ચંદન અમીલ અગરની શોભે ગોરે તનમે
ધન જોબન દો ઘડીકા સાથી છુટ જાવેગા ક્ષણમે;
કોડી કોડી માયા જોડી સુરત રહેનીજ ધનમે.
દશ દરવાજા બંધ રહે તો રહે ગઇ સગહી મનમે—મુખડાં
વાસનકી એક નાવ લગાઇ લેચલે જંગલમે,
ધરમી ધરમી પાર ઉતર ગયે પાપી ડુબે જગતમે—મુખડાં
કહેત કબીરા સુનોભાઇ સાધુ એકયા ગલ રહેમનમે—
મુખડાં

## રાગ બરવા કમાલનું ભજન ૯૫

મેન લડીથી સૈયા નીકલ ગયે (૨)
ઈસ નગરીકે દશ દરવાજા, નજાનો કોન બડકી ખુલીથી
—સૈયા
સાશ સખી મેરી આગે ખડીથી, ઇનકો પુછો મેને કુછના
કહીથી—સૈયા

સુનીચોરી મેરી સંગકી સાહેલી, કાલ સેજરીયા એકલી
પરીથી—સૈયા
કહુત કમાલ કબીરકા બાલક, ઇનચારીસે ખ્વાલી ભરીથી
—સૈયા

## કબીર ભજન પદ ૯૬

રામ સુમીર રામ સુમીર, રામ સુમીર ભાઇ,
રામ નામ સુમીરન બીન બુડત ભવ માંહી.......રામ.
બીનતા સુત દેહુ ગેહુ સંપતી સુખ દાઇ,
ઇનમે કુછ નાહી તેરો કાલ જાત ખાઇ...........રામ.
શુકર કુકર વોની ભ્રમત તો ઉલાજ ન આઇ,
રામનામ છાંડી અમૃત કોહેકો હો વીશ ખાઇ...રામ.
અજામેલ ગજ ગણીકા પતિત કર્મ કીને,
વોણી ઉતર પારા ગયે રાસ નામ લીને......રામ.
સત કર્મ સજી સુધર્મ રામ નામ લેહી,
ગુરૂપ્રસાદ જનકબીર રામકર સ્નેહી.............રામ.

## રાગ ભજન પદ ૯૭

રામ ભજન રોકડ નાણું રે વેપારી, સંતો રામ ભજન
રોકડ નાણું,
લક્ષ ચોરાશી કેરા ફેરામાં ફરીઓ તોએ,

નહી તારૂં ઠામ કે ઠેકાણુંરે—વેપારી સંતો રામ.
બીજાની વાત માંહી ડાહયો બહુ થાતો પણ,
તારૂં પોતાનું તે ન જાણું રે—વેપારી સંતો રામ.
કાળની દાઢો વચ્ચે વિશ્વ છવાં તુરે,
સૌકો છે કાળનું ચવાણું રે—વેપારી સંતો રામ.

## રાગ ખ્યાલ ઠુમરી ૯૮

સમરો ન જાણે મોરી પીડ કનૈયો ન જાણે મોરી પીડ
એલી પરરરરર
મેં દધી બેચન ગઇતી બંદ્રાબન સામરવાને ખેંચ્યો
ચીર ચરરરર
મેં જલ જમના ભર ન ગઇતી સામરવાને છાંટયો મોં
હયે નીર છાંટયો છર રરર
બંદ્રા બનમેં રાશ રચ્યો હૈં હરીઆ હમારાં ચીત,
ચીત, ચલ્યા ચરરરર
સુરદાસ પ્રભુ તુમ્હારે મીલનકું ફેંકયો મોદે તીર
તરરરર

## રાસ-ગરબો ૯૯

સખી ત્રણે નદી ત્યાં આવી મળી છે એવીરે,
નથી કહેવા જેવી વાત, છે જોવા જેવીરે,
સખી ત્રિવેણીની માંહે તરવા પડજોરે,
હું કહું છું જેટલું બેન, તેટલું કરજોરે,
સખી તરતા તરતાં આડું અવળું ના જોશોરે,
જો ભૂલશો તો બેન અવસર ખોશોરે,
સખી ત્રિવેણીની પાર પહોંચી જઇનેરે,
તમો ચાલજો આગળ બેન હિંમત ધરીનેરે,
સખી બંક નાભની વાટ વાંકી ચૂંકીરે,
ત્યાં ધીમા ચાલજો બેન પગલા મૂકીરે,
સખી વાજા વાગે ખૂબ આગળ જોશોરે,
તમો ત્યાંથી જાજો પાર, ત્યાં નહિ મોડશોરે,
સખી શુન્ય શિખરનો ધામ આગળ આવેરે,
ત્યાં જળહળ જોત પ્રકાશ ખૂબ ચમકાવેરે,
સખી દશમા દ્વારની માંહે તાળું જડીયુરે,
સખી નાથ નામની કુંચી લો સંગાથેરે,
એ તાલું ખોલી બેન જાજો વાટેરે,
સખી આગળ આવે એક મેદાન બેનીરે,

અમારા દેશને માટે રાગ વાગેશ્વરી ૧૮૯

હમે તન મન લુટાવીશું, અમારા દેશને માટે,
શિરે સંકટ ઉઠાવીશું, અમારા દેશને માટે.
રઝળતા રાન વેરાને, બચાવા માતૃભૂમિને,
ફરીશું ઝોળી વાળીને, અમારા દેશને માટે.
ભલે ભુખો અને દુઃખો, ઉપાડી હક્ક મીલાવીશું,
ખુશીથી જેલમાં જઇશું, અમારા દેશને માટે.
લડીશું જે સંકટમાં, સુખો સંસાર ત્યાગીને,
મરીશું ભીખ માગીને, અમારા દેશને માટે.
કરો દેશ હિત તણા કામો, કથણુ માહત્મા તણું માનો
સણુય તો રહીમ તણી થાશે, અમારા દેશને માટે.

---

## દોહરા ૧૧૦

(૧) રામનામ નિજ મંત્ર હે ઓર કાષ્ટકા મારા, ચતુર
કોતો એક ઘડી ઓર મુરખકો જન્મારા

(૨) ચંદન પડી ચમાર ઘર, નિત ઉઠ કુટે ચામ, ચંદન
બિચારા કયાકરે, પડા નીચસે કામ

(૩) ઓછા નરકે પેટમેં, રહે ન મોટી બાત, પાવશેરકે
પાત્રમેં કૈસે શેર સમાત્

(૪) તુલસી નીચા જનમસે, બનત ન ઉંચોકામ, મઢત
નગારા ના બને ચુડા કેરે ચામ

---

## સુરતના પ્રખ્યાત મ્યુઝીક માસ્તર નાનાભાઇ મુબારક



## ધી સંગીત પ્રકાસ મ્યુઝીક કલાસ.

હમારી કલાસમાં હારમોનીઅમ તથા દીલરૂબા વીગેરે હરેક વાજીંત્ર બાનુઓ અને ગ્રહસ્થોને અપ-ટુ-ડેટ-અકેક કલાક ચાલુ ગાઇને શીખવવામાં આવે છે. લગ્ન, પાર્ટી. નવજોત. મેળાવડા વીગેરે પ્રસંગ પર હમારી મ્યુઝીક કલાસ સારા ગાનારાઓ સારી શહેરમાં તેમજ બહાર ગામ ગાવા તેમજ વગાડવા સારૂ જાય છે, માટે રૂબરૂ મલો યા આજેજ કાગળ લખો.

ઠે૦ કણપીઠ, ચોટાના પુલ ઉપર, ટાંકીની સામે તેમજ હમારા ઘરનું ઠેકાણું ચાંપા ટાવર પાસે હોસ્પીટલ

સામે—સુરત.

છપાઈ છે !   છપાઇ છે ! !   છપાઇ છે ! ! !

☞ તે શું ? ☜

---

માસ્તર નાનાભાઇ મુબારકની

# ધી સંગીત પ્રકાસ

# મ્યુઝીક ગાઇડ

નામનું પુસ્તક કે જે કોઈની મદદ વગર પોતાની મેળે શીખી શકાય તેવું પુસ્તક થોડા વખતમાં બહાર પડનાર છે. તો લેભાગુ શિક્ષકોના શિક્ષણથી કંટાળેલા ઓને આ એક ઘણીજ ઉમદા તક છે તેનો લાભ ખાત્રીથી સંગીત પ્રીય ગૃહસ્થો તથા સન્નારીઓ લેશે એવી મારી આશા છે.

## માસ્તર નાનાભાઈ મુબારક

ધી સંગીત પ્રકાસ મ્યુઝીક કલાસના માસ્તર.
ઠે૦ કણપીઠ, ચૌટાના પુલ ઉપર ટાંકીની સામે-સુરત.